જેહાંગીર કરાણીવાળાં પારસી પેહેલવાનોનાં નામાંઓ.

# દારાબ નામું

યાને

ઇરાની આલમના કયાની શાહાનશાહોમાંના
એક મોટા ને ફીરૂજગર શાહાનશાહ દારાબ
બીન શાહાનશાહ બહમનનો હેવાલ.

મી૦ બમનજી ન. ધાભર એમ. એ. ની પ્રસ્તાવના,
અને નોટ્સ સહીત.

સુધારા વધારા સાથની
નવી બીજી આવૃતી

મુંબઇ:
જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,
પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર, વિગેરે.
૨૨૦-૨૨, વોરા બજાર, કોટ.

જેહાંગીર કરાણીવાળાં પારસી પેહેલવાનોનાં નામાંઓ.

# દારાબ નામું

યાને

ઇરાની આલમના કયાની શાહાનશાહોમાંના એક મોટા ને ફીરૂજગર શાહાનશાહ દારાબ બીન શાહાનશાહ બહમનનો હેવાલ.

મી૦ બમનજી ન. ધાભર એમ. એ. ની પ્રસ્તાવના, અને નોટસ સહીત.



સુધારા વધારા સાથની
નવી બીજી આવૃતી.

મુંબઇ:
જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,
પુસ્તકો વેચનાર, પ્રગટ કરનાર, વિગેરે.
૨૨૦-૨૨, વોરા બજાર, કોટ.

# ખુલાસો.



## (૧ લી આવૃતીનો.)

શાહાનશાહ દારાબ બીન શાહાનશાહ બહમન નામું નામદાર શાએર અબુ તાયર તરતુશીએ ફારસી જબાનમાં જોડયું છે જેના જુના તરજુમાં તથા ત્રીસ વર્ષ ઉપર છપાયલી પ્રત ઉપરથી આ નામું રચાયું છે. આગળ શોખીલા પારસી શેઠીયાઓને ખાંનગી નવીશનદાઓ પાસ એવાં પોતાના ઇરાની શાહાનશાહોના નામાં લખાવાનો ચાલ પડી ગયલો હોવાને સબબેજ હાલમાં આપણા હાથમાં ઘણાંક નામીચાં નામાઓની કેતાબ સચવાયલી રહી છે. મુખ્ય કરીને બહમન, બરજો, ફરામરજ, જેહાંગીર, બેજન, બાનુ ગોસેસ્પ, કેરસાસ્પ, દોખ્મે નોશીરવાન, ઇત્યાદી, પારસી જાહોજલાલીના બ્યાન ઝલકાવનારાં નામાઓની કીતાબો આજ જે પારસી પુસ્તકખાનામાં દીપે છે તે તે આગળા કદરશનાસ તાલેવંત અકાબરોનો પ્રતાપ છે. પુરાણાં ને નહીં મળતાં કીર્તી ભરેલાં ન્યાગાનોની તવારીખ સાચવવા ને સાંભળવાનો બેહદ શોખ ને ગર્વ ઘણા ખરા તાલેવંત પારસી અકાબરો ધરાવતા હતા તેથીજ ઘણા અછા હરફો લખનારા મોબેદો ને મેહેતાઓ હાલ તલગ આપણને મલી શકયા હતા પણ એ શોખ ઠંડો પડતાં ને બીલકુલ નાબુદ થતાંજ આ પુસ્તક લખનારાઓનો પણ તોટો પડયો છે. છાપાએ સરસાઇનો શૃંગાર ગુજરાતી પુસ્તકખાનાને આપવાનું મંડાણ કરતાંજ જે સેંકડોથી હાથની લખેલી પ્રત મળી શકતી હતી નહીં તે નીર્જીવ કીમતે મળતી થઇ છે અને શ્રીમંત ને ગરીબને ખરીદ કરવામાં સરખી સગવડ થઇ છે.

પારસી કિર્તી ને જાહોજલાલીવાળા નામાંનોજ શોખ પારસી શ્રીમંતો ધરાવતા હતા અને બીજી કોમની નામદારી ભરેલી કીતાબો ઉપર

થોડો શોખ ધરાવતા યા બેદરકાર હતા એમ પણ હતું નહીં; નહીંતર આજ કંઇ બેશુમાર નામાં, જેવાંકે તુતી, વીક્રમ, ચત્રીકા, બાહારે દાનેશ, બાગોબાહાર, હાતમતાઇ, બાગોબહાર યાને ચાર દુરવેશ, બેહરામગોર ને બાનુ-હોસંગ, બેહરામગોર ને સાત મેહેલ, ગુલબાસનોબર, ગુલેબકાવલી, સુનાનો મોરગ, યુસુફ જુલીખાં, બખત્યાર નામું, વગેરે, વગેરે, નામીચી કીતાબો જવળે ગુજરાતી ભાષામાં જોવામાં આવતે. આ રીતે જોતાં પારસી શેઠીયાઓએ પોતાના ખાસ કીસા કાહાણીના શોખે આઇતુંજ એક અછું ગુજરાતી પુસ્તકખાનું ગુજરાતી ભાષાને નવાજેશ કરયું છે જેની ચોકસાઇથી હાલ તલગ કાંઇ સંગીન મુજાહેમત કે નુકતેચીની થઇ નથી એ મોટો અફસોસ છે.

# પ્રસ્તાવના.



લખનાર-**મી૦ બમનજી નસરવાનજી ધાભર,** એમ. એ.

ફીરદોસી પછી તુરતજ ઘણાક શાએરો તેની ઢપની નકલ કરવા બહાર પડયા હતા તો જો કે ફીરદોસીની ઝમક, તવારીખી તેહકીક તેમજ તેનાં દીલપઝીર અને દીલ ઉશ્કેરનારાં લખાંણોને તેઓ કદી પુગ્યા નથી. આ પાછળથી ઉગી નીકળેલા શાએરોએ મુખ્ય કરીને ફીરદોસીનાં દાસ્તાનો ઉપરથી ઘણીક કલપનાં સાથે નામાંઓ જોડાયાં છે જે ખાસ કરીને રૂસ્તમનાં વડવાઓ અથવા નબીરાઓને નામે જોડાયાં છે, જેવાં કે કેરશાસ્પ નામું, સામ નામું, બરજો નામું, ફ્રામર્જ નામું, બાનુ ગુશસ્પ નામું, વગેરે. એ વતરોગે આ શાએરોએ એવાંજ બીજાં નામાંઓ જોડયાં છે જેમાંનું આ "દારાબ નામું" એક છે.

દારાબ નામાંનો બનાવનાર જાતે આરબ હતો તે સાધારણ રીતે **તરસુસી** ને નામે જણાયલો છે, પણ તેનું આખું નામ **અબુ તાહેર બીન હસન બીન અલી બીન મુસા અત-તરસુસી** છે. ફ્રેંચ વિદ્વાન મોહલના જણાવ્યા પ્રમાણે તેણે ઇરાનની તવારીખની વાર્તાઓનો મોટો સંગ્રહ કીધો હતો, જે ઉપરથી તેણે જુદી જુદી વખતે જુદાં જુદાં નામાંઓ બનાવ્યાં છે, જેવાંકે દારાબ નામું, કેહેરમાન નામું, કીરાન હબશી, વગેરે. કેટલાંક કેતાબખાનાંઓમાં ફારસી દારાબ નામાંની નકલો નોંધાઇ છે તે તપાસતાં માલમ પડે છે કે મોટું અને નાનું એવાં બે દારાબ નામાં છે. મોટાં દારાબ નામામાં બહમન, હોમાય, દારાબ; દારાં અને સીકંદર સુધી સઘળાઓના પરાક્રમોનો સમાવેશ કરવામાં આવ્યો છે, જ્યારે નાનું ફારસી દારાબ નામું જે ઉપરથી આ ગુજરાતી દારાબ નામું લખાયું છે તેમાં દારાબનાં પરાક્રમોજ આપ્યાં છે અને દારાબના છોકરા સીકંદરના જન્મ સાથે આ નામું સમાપ્ત થાય છે.

આપણાં આ નામાંનો દારાબ કર્યા વંશનો પાદશાહ થઇ ગયો તેની તેહકીક કરવી જરૂરની છે. ફીરદોસી તેમજ સઘળા મુસલમીન ગ્રંથકારો કયાની પાદશાહોની તવારીખ પુરી કર્યા પછી એકદમ અશકાંની વંશ ઉપર આવે છે, તો જોકે આપણે હવે તદન સિદ્ધ થયલી તવારીખ ઉપરથી જાણ્યે છીએ કે આ અશકાંની વંશની આગમજ હખામની વંશના બળવાન રાજ્ય કર્તાઓ રાજ્ય ભોગવી ગયા છે. યુનાની લખનારાઓ તેમજ ખુદ આ હખામની પાદશાહોની પાહડો ઉપર કોતરેલી તખ્તીઓ ઉપરથી આપણને એ વીશે ઘણું નવું શીખવાનું મલ્યું છે. ફીરદોસી તેમજ પુર્વ તરફના સઘળા ગ્રંથકારોએ આ હખામની વંશ વીશે ચુપકીદી અખત્યાર કીધી છે, એમાં નવાઇ જવું પણ કાંઇ નથી કારણ કે આ સઘળા ગ્રંથકારો હખામની વંશની યુનાની તવારીખથી તેમજ એ પાદશાહોએ કોતરાવેલી પાહાડ ઉપરની તખ્તીઓથી તદન બેખબર હતા. સર જોન માલકમ જેણે ઇરાન દેશની તવારીખ લખી છે તેના વખતમાં જોકે હખામની વંશની ખીલારોકી તખતીઓનું ઉકેલન થયું ન હતું તો પણ યુનાનીઓએ લખેલી હખામની વંશની તવારીખથી તે માહીતગાર તો હતોજ; પણ આ વંશના પાદશાહોમાંના કોઇકનાં નામો તેમજ કામો કયાની વંશના પાદશાહોને વધતાં યા ઓછાં પ્રમાણમાં તેને મળતાં આવતાં લાગવાથી માલકમ એમજ લઇ દોડ્યો કે યુનાનીઓએ જાહેર કીધેલી હખામની-ઓની તવારીખ તે કાંઇજ નહીં પણ કયાની વંશના બહમન અથવા અરદેશર પાદશાહથી દારાં સુધીના છેલ્લા ચાર પાદશાહોની તવારીખ હતી. હખામની વંશનો જમાનો તવારીખ ઉપરથી તદન ચોકસ છે. તેના પેહલા પાદશાહ સાઇરસે મીડ લોકોનું રાજ્ય સર કરીને તેની સમાપ્તી આણી હતી. મીડયાના રાજ્યની આગમજ એસીયર્નોનો અમલ થોડોક વખત ચાલેલો મનાય છે. બીજી એક નોંધ લેવા જોગ બીના આ છે કે દીનકર્દ કેતાબ પ્રમાણે કયાનીઓ પછી હવા ફ્રીદાન વંશના ઇરાનીઓ રાજ્ય ભોગવી ગયા હતા જેને વીશે ખુદ આવાં યસ્તમાં

આપણને ઇશારો મળે છે. કયાનીઓ અને હવા ફ્રીદાન વંશ પછી એસીયર્નોનો પરદેશી દોર ચાલ્યો અથવા કોઇ બીજાઓએ ઇરાનીઓને શીકસ્ત આપીને ઇરાન તાબે કીધું તે ચોકસાઇથી આપણે કહી શકતા નથી. ગમે તેમ હોય તો પણ આ તો ચોકસ છે કે કયાની વંશ તથા અશકાની વંશ વચ્ચે સેંકડો વરસોનો ગાળો પડેલો છે જે અરસામાં મીડયન અને હખામનીશ જેવી સલતન તો થઇ ગયલી આપણે વાંચ્યે છીએ. ફીરદોસીએ શાહનામામાં કએ ગુશ્તાસ્પ પછીના કયાની વંશના જે છેલ્લા ચાર પાદશાહો—બહમન, હોમાય, દારાબ અને દારા—એઓનું દાસ્તાંન આપ્યું છે તે પાદશાહોનાં નામો અવસ્તામાં કંઠે આપણને જડતાં નથી જ્યારે ગુશ્તાસ્પ તેમજ તેની આગમજના સઘળા કયાની પાદશાહો તેમજ તેની આગમજના પેશદાદ વંશના સર્વેનાં નામો અને કામો અવસ્તામાં નોંધાયલાં છે; ત્યારે કયાની વંશના આ છેલ્લા ચાર પાદશાહો જેઓમાંનો એક દારાબ છે તે કોઇ બીજા વંશના હોવા જોઇએ. બુનદહેશ કેતાબમાં પણ આ ચાર પાદશાહોને કયાની વંશના ગણેલા છે, અને ત્યાર પછી તે કેતાબમાં અશકાની વંશ ઇરાનની ગાદીએ આવતો જાહેર કીધો છે. આ ઉપરથી પુરવાર થાય છે કે ફીરદોસી તેમજ તેની પછીના ગ્રંથકારોએ તે વખતે નોંધાયલી ઇરાનીઓની તવારીખ ઉપરજ આધાર રાખ્યો છે. જુદા જુદા તવારીખી દાસ્તાનો સરખાવતાં આપણને માલમ પડે છે કે બહમનથી દારા સુધીના ચાર પાદશાહો જેમાંના એક દારાબનું શાએરે આ નામામાં વર્ણન કીધું છે તે સઘળાઓ હખામની વંશના છે અને નહીં કે કયાની વંશનાં. વળી તવારીખ તેમજ ખીલારોકી તખ્તીઓ ઉપરથી માલમ પડે છે કે હખામની વંશના આ ચારજ પાદશાહો નહીં બલકે તેથી વધુ હતા, જે રાજ્યના છેલ્લા પાદશાહ દરાયસને સીકંદરે હરાવી ઇરાન સર કર્યું હતું.

સઘળા મુસલમીન ગ્રંથકારો તેમજ આપણાં આ નામાંનો કર્તા (પાનું ૧૩૧) સીકંદરને દારાબનો છોકરો ગણીને ઇરાનનો હકદાર વારસ ઠોકી બેસાડે છે. આપણાં સઘળાં પેહેલવી લખાણો મુજબ તો સીકંદર

રૂમીને જોહાક તથા અફ્રાસ્યાબ જેવા બુરા પાદશાહોની માફક તેણે ઇરાનની જે પાયમાલી કીધી અને તેનાં પવીત્ર પુસ્તકોનો નાશ કીધો તે માટે દોજખમાં ઉંધે મસ્તક નાંખ્યો છે. આ પુસ્તકોમાં સીકંદરને હારેમનના જેવો લ્યાનતી એવાં ધીકકાર બતાવનારાં વિષેશનો લગાડવામાં આવ્યાં છે. સીકદંર વીશે આવા બે જુદા જુદા એકેકથી ઉલટા હેવાલો આપણે વાંચ્યે છીએ તેનું કારણ શું? વાત એમ છે કે સીકંદર પોતાનાં લશ્કરો સાથે ઘણાક ઓલ્માઓ તેમજ તવારીખ નવેશો રાખતો હતો કે જેઓ તેની ફતેહોનું બ્યાન કર્યા જાય. એવો એક ઓલ્મા કેલીસ્થીનીસ નામનો તવારીખનવેશ હતો જે સીકંદરના ઉસ્તાદ એરીસ્ટોટલનો સગો થતો હતો અને તે સીકંદર સાથે સઘળે હાજર હતો. સીકંદર વીશેની અસલ વાર્તાઓ લખનાર કોણ તે સ્પષ્ટ જણાતું નથી, પણ કહે છે કે કેલીસ્થીનીસે એવા ઘણાક હેવાલો આપ્યા હતા જે આજે બચી રહેવા પામ્યા નથી. યુનાની લખનારાઓના આવા સરહાગાતી હેવાલોના આધાર ઉપરથી સીકંદરને લગતી દંતકથાઓ જોડાઇ કે જે જોડનારાઓ યુનાનીઓ પછી મીસર, અરબસ્તાન અને ઇરાનના લોકો હતા. આ પછવાડે આવનારાઓએ અસલ હેવાલનો ફકત સાર અથવા તેમાંના થોડાક ટુકડાઓ જાળવી રાખ્યા છે, પણ તેમાંના ઘણાઓએ પોતાના હેવાલોની હદ કુદાવીને સીકદંર વીશે તરેહવાર વીચીત્ર બાબદો દાખલ કીધી છે. સીકંદર વીશેના આ કીસ્સાઓ તથા ગપગોળાઓને "સ્યુદો–કેલીસ્થીનીસ" ને નામે આજે ઓળખવામાં આવે છે. હવે આવી વાર્તાઓ ઇરાનમાં કેમ દાખલ થઇ તેને વીશે ઓલ્માઓનું મત છે કે સીકંદર વીશેના કોઇ ગ્રીક હેવાલનો જેમ અરબી અને સીર્યાક ભાષામાં તરજુમાં થયા છે તેમ પેહેલવી ભાષામાં પણ તેનો તરજુમો થયલો હોવો જોઇએ. સીર્યાક હેવાલ આજે મોજુદ છે ત્યારે પેહેલવી હેવાલ ગુમ થયો છે. વળી ઇરાનની અરબોની ફતેહ પછી જે ઇરાનીઓ વતલી ગયા હતા તેઓએ ઇરાનની આગળી જાહોજલાલી માટે પોતાના રાજ્ય કર્તાઓને વાકેફ

કરવા સારૂ આ આગલી દંતકથાઓનો અરબી ભાષામાં તરજુમો કીધો અને સીકંદર જેવા શુરવીર નરને ઇરાનીઓમાંનો એક ગણીને અને તેને લગતી દંતકથાને ઉલટાવી નાખીને તેને જુદાંજ રૂપમાં, યાને ખુદ ઇરાનીમાંનો એક તેમજ તેઓના ખેરખાહ દાખલ, ચીતાર્યો છે, માટેજ આવા હેવાલોમાં આપણે સીકંદરને દારાબના છોકરા અને દારાંના ભાઇ તરીકે જોઇએ છીએ. ઇરાન આગમજ સીકંદરે મીસર દેશ ફતેહ કીધો તેની દંતકથાઓમાં પણ તેને મીસરીઓમાંના એક તરીકેજ લેખવામાં આવ્યો.



# સાંકળ્યું.

જેહાંગીર કરાણીનાં પારસી પેહેલવાનોનાં નામાંઓ.

# કેરશાસ્પ નામૂં.

જેહાંપેહેલવાંન કેરશાસ્પની જવાંમર્દીનો અહેવાલ.

અસલ ઉપરથી અનેક સુધારા, તેમજ જાણીતા અવસ્તા-સ્કૉલર
**મી૦ બમનજી ન. ધાભરની** તરફથી ઉપયોગી ફુટ-નોટ
અને પ્રસ્તાવના સહિત.

## બન્ને વાલ્યુમનું સંપુર્ણ પુસ્તક.

હાલમાં ઇરાન સરજમીનનાં માદર વતન માટે કેટલોક ઉત્સાહ આપણી કોમમાં ઉત્પન્ન થયો છે, તે ટક લઇ તે ઉત્સાહને કાંઇક જોર આપવાની મકસદે ઇરાન સરજમીનમાં થઇ ગયલા નામાંકીત પહેલવાનોમાં **જહાંપેહેલવાન કેરશાસ્પની** જીંદગીનો આ રસીલો અહેવાલ પ્રગટ કરવાની ટક લીધી છે અને ઉમેદ રાખ્યે છીયે કે આ અમારી કોશેશને જરથોસ્તી આલમ ટેકો આપશે, તો તે ટેકાને આધારે અને કુમકે કમતરીન સેવકો એક પછી એક બીજાં નામાઓ પ્રગટ કરવાની ઉમેદ રાખે છે, અને મ્હાવું પરવરદેગારનું તો સેવકોને ઉત્તેજન મળતાં, જરથોસ્તી કોમની કીર્તિનો દંકો વજાડનાર અસલી ઇરાની ઇતીહાસ, દિલખુશ કરે તેવી રંગીલી જબાનમાં જુવાન વર્ગમાં વંચાય અને તે વાંચણથી કોમી જુસ્સો, કોમી કીર્તી અને કોમી જવામર્દીને કાંઇક ટેકો મળશે તો અમારી આ કોશેશનો બદલો મળેલો સમજીશું.

કીંમત રૂા. ૨ા.

# દારાબ નામું.

શાહાનશાહ બહમનના ગુજરયાની ખબર તમામ ઇરાંની આલમને થઇ કે દીનદાર શાહાનશાહ ગુસ્તાસ્પનો નબીરો નામદાર આદરબુરજીનના[1] કીનાથી અજદાહનાં મોહમાં અરધો ગળાયલો તે અજદાહ સાથ કતલ થયો તેથી બલખબામીના[2] શાહાનશાહી મેહેલમાં માહેતમનો પોકાર જારી થયો. પાદશાહી દરબાર તે શાહનશાહના ગમમાં ગીરફતાર થઇ અને શાહનશાહ રાણી હોમાય પોતાના શાહનશાહ ખાવીંદની ગમગીનીમાં જારીનો પોકાર ઉઠાવી રહી. ઇરાનમાં જાબજા આ શાહાનશાહના મોતનો હલકારો ફરી વળ્યો અને અજલના કાસદની વિજળી કરતાં તેજ ઝડફવાળી શેતાબ ચાલે દીલગીરી ને અફસોસ ફેલાયો; મગર ઇરાનના પાદશાહી કાનુને તરત તખ્ત ઉપર વાજબી હકદાર વારસ બેસાડવાની દોડાદોડ થઇ રહી. શાહાનશાહ બહમનનો બેટો સાસાન[3] જેનો હક તખ્ત ઉપર પોહોંચતો હતો તે તો તે વખતે શ્રી હીંદુસ્તાનમાં તાબેદાર પાદશાહાતો દરમ્યાન ફરતો હતો, જેની

૧ રૂસ્તમના બેટા ફરામર્જનો બેટો આદરબુરજીન. પાદશાહ બહમને રૂસ્તમનાં ખાનદાનનો નાશ કરવા જાબુલ તથા સીસ્તાંન તરફ કુચ કીધી હતી અને કેટલીક લડાઇઓ કરીને ફરામર્જને માર્યો હતો. આ નામાંનો લખનાર અત્રે એવું દેખાડવા માંગે છે કે આદરબુરજીન જે ફરામર્જનો છોકરો થતો હતો તેણે પાદશાહ બહમનને ફરામર્જના કીનામાં મારી નાખ્યો, પણ ફીરદોશી તેમજ બીજા લખનારાઓ એવું કાંઈ જણાવી ગયા નથી.

૨ કયાનીઓનું પાયતખ્ત બલખબામી હતું, અને હખામનીઓનાં પાયતખ્ત ઇસ્તખર, સુસા, મદાઇન વગેરે હતાં.

૩ સાસાન બેહમનનો છોકરો થતો હતો પણ બેહમને હોમાય અને તેણીથી અવતરેલા છોકરાઓને ગાદી વારેસ ઠેરવ્યાથી તે ઇરાન છોડી ચાલી ગયો હતો, અને પોતાનું નામ છુપું રાખી ભરવાડી જીંદગી ગુજારતો હતો. એની પેહેડી ઉપરથી સાસાની વંશનો પેહેલો પાદશાહ અરદેશર બાબેગાન ઉતરી આવ્યો હતો.

ચોકસ ખબર નહીં હોવાથી તાજના કદરદાન બુઝર્ગ અમીરોએ પોતપોતામાં મસલેહત કીધી. બુઝર્ગો જેઓ ઇરાનની શાહાનશાહાતના ખેરખાહ હતા તેઓએ સાસાન બાબે બેહદ હલકું મત જાહેર કરયું કે ઇરાંન સરજમીનની બુલંદ પાદશાહાત ચલાવવાનું તે શાહાજાદામાં ગોહર નજર આવતું નથી. ઇરાનની બુલંદ શાહાનશાહાત ઉપર આપણુને તો એવો દબદબા ભરેલો ને અદલ શાહાનશાહ જોઇએ કે કોઇ બીજો પાદશાહ આપણું નામ દેવાને હીંમત કરે નહીં; એવો જેબ દેનારો શાહાનશાહજ ઇરાનની ઓહોલી શાહાનશાહાતને લાયક છે. આ મસલેહતની ગોફ્તેગોમાં તાજના બુઝર્ગ ખેરખાહ અમીરો ગુંતાયલા હતા, તે દરમ્યાન શાહનશાહરાણી હોમાયનો પેશકાર હતો તે કેહવા લાગ્યો કે "અગર આપણે તમામ અમીરો ઇરાનના તખ્ત ઉપર આપણા શાહાનશાહ બહમનની મોહોરદાર મીસરની શાહાન-શાહજાદી જો આપણી શાહાનશાહરાણી હોમાયને* બેસાડીએ તો આપણે તેમાં મોટી ફતેહ પામીશું. એકતો શાહાનશાહરાણી ખુદ દલેર છે, વળી તે સાથ મોટી શાહાનશાહાતની વડી શાહનશાહજાદી છે, જાતે દુર અંદેશ અને પુર દાનાવ છે, ખવાસે બુલંદ ને જીગરે ઉદાર છે; અગર કોઇ દીલાવર મુદઇ આપણી શાહાનશાહત ઉપર હલ્લો લાવે તો મીસરના શાહાનશાહથી બેશક મદદ મળવામાં બાકી રેહનાર નથી. ઇરાનનાં તખ્ત લાયક તો શાહાનશાહરાણી હોમાયજ નજર આવે છે." અમીર રસનવાદની નેક ઝબાન ને દાનાવ મગજથી શાહાનશાહરાણી હોમાયને તખ્તનશીન કરવાની વાત સાંભળી તાજના બીજા બુલંદ દાના ખેરખાહ અમીરો ખુશ થયા

* ફીરદોસી તેમજ પેહેલવી બુનદેહેશ કેતાબ પ્રમાણે હોમાય બહમન પાદશાહની બેટી થાય. પણ અત્રે તેણીને મીસરની શાહનશાહજાદી કહી છે. હખામની વંશમાં હોમાય જેવી કોઇ રાણીએ રાજ્ય ચલાવેલું આપણે જાણતા નથી, પણ કેટલાકોના જણાવવા મુજબ બહમન યાને આર્તાજર્કસીસ લોંઙ્ગીમેનસના બેટા દરાયશ નોથસની પરીસાતીસ નામે એક રાણી હતી જેણી તવારીખમાં એક બળવાન સ્ત્રી પુરવાર થઈ છે તેજ કદાચ આ હોમાય હોય એમ કહે છે. સઘળી ઇરાની સલતનતોમાં ફકત ત્રણ રાણીઓ રાજ્યગાદી ઉપર આવેલી:— ૧) હોમાય, ૨) પુરાન દુખ્ત અને ૩) આઝર્મ દુખ્ત. હોમાયને ફીરદોસીએ તેમજ પહેલવીવાલાઓએ ચેહેરાઝાદ પણ કહી છે.

અને શિતાબ શાહાનશાહતના કાનુન મુવાફેક અમીર રસનવાદના કેહવાથી શાહાનશાહરાણીને તખ્ત ઉપર બેસાડી કમાની તાજ તેનાં સર ઉપર મુકયું, રોઇનતન અસપંદીઆરનો બેમુળ ગોહર કમરબંદ કમર ઉપર બંધાવ્યો અને હાથે શાહાનશાહ લોહરાસ્પની મોહોરની અંગોથી પેહરાવી ઇરાનની આલમમાં તે નેક વધાઇ ફેરવી, એથી તમામ અમીરો તથા લશ્કર તથા રૈયતે તખ્તનશીન થયલી શાહાનશાહરાણી હોમાયને પોતાનો પાદશાહ કહી કુરનસ બજાવી. એ રવેસે શાહાનશાહરાણી હોમાયને ઇરાનની શાહાનશાહત પોહોંચી. તે શાહાનશાહરાણી હોમાય ઇરાનની શાહાનશાહાતમાં રાસ્ત ઇનસાફ કરવામાં પોતાનું નામ ઉદાવવા લાગી તથા પોતાની રૈયતને હરતરેહ સખાવત ને મેહેરથી આબાદ કરવા લાગી. આ રવેશના તે નામદાર હોમાયનાં નેક કામની બરકકતે વેરાન જગા આબાદ ને આબાદ જગા બેહદ આબાદ થઇ રહી. ઘણાંએક નવાં શેહેરો વસ્યાં. નામદાર હોમાયના ઇનસાફ ને મેહેરથી રૈયત એકશાંત આબાદ ને ખુશબખ્તીમાં ચીકાર થઇ અને જરદાર ને મોહોતાજ સરખી રીતે પોતાની આપ અખત્યારી જાળવવા લાગ્યા.

---

## શાહનશાહબાનુ હોમાયને ત્યાં દારાબનો જનમ થયો તે હેવાલ.

---

અદલ ઇનસાફ, સખાવત ને રેહેમ માટે મશહુર થયલી ઇરાનની શાહાનશાહ હોમાય એક દીન બેહદ ગમગીન પોતાનાં પાદશાહી મસનદ ઉપર બેઠેલી હતી; તેના ચેહરાની કીરમજ તદન ઉડી તે ઉજળો ફક દેખાતો હતો. તેનું દીલ તદન નિરાશ અને તેનો જીવ અકળાતો હોય એવો દીલગીર દેખાવ જોઇ તેની ખાસ સખી મસતુરી કેહવા લાગી જે "ઓ તાજ તથા તખ્તને જેબની દેનાર અને ઇરાનની શાહાનશાહાતને અદલ ઇનસાફ ને રેહેમથી રોશન કરનાર શાહાનશાહબાનુ હોમાય! હું આજ

રોજે તું નામદારનો જાન ઘણોજ નાખુશ ને બેચેન જોઉં છું. તું નામદારનાં મોહ ઉપરનો ઝળકાટ તદન ઝાંખો તેમજ ગાલના ગુલાબ બિલકુલ કરમાઇ ગયલા જોઉં છું તેનો સબબ શું? એ દીલ ને જાન ફીદા કરવા લાયક મારી નામદાર શાહાનશાહબાનુ! તારો જે પણ છુપો ભેદ હોય તે મને વગર પરદે જણાવ કે તેની બનતી તદબીર કરવાને હું કમર બાંધું." મસતુરીના સખુનો શાહનશાહ હોમાયે સાંભળી જવાબ દીધો કે "એ ભેદ ને પરદાની પરવરશ મારી ખાસ સખી! તને રોશન છે કે મારાં પેટમાં મારા ખાવીંદ પાદશાહ બહમનથી હમેલ છે, જેના સબબે હું રાતદીન દર ખાઉં છું કે મબાદા મારે પેટે નામનો ઉઠાવનાર બેટો પેદા થશે તો મારૂં આ તાજ તખ્ત અને સાહેબી તમામ તેને સર પોહોંચશે યાને તે છીણવી લેશે તો આ મોટી ઇરાની શાહાનશાહતથી હું બેનસીબ થઇ ખુને પડીશ તેનો મને મોટો અંદેશો પેદા થયો છે." તે સખીએ કહયું જે "એ વાતથી તું કશો ગમ ના ખા. અગરજો તારે પેટે બેટો અવતરશે તો આ અયવાન નીચે એક ભોંયરૂં બનાવી તે બેટાને તેની અંદર રાખીશ." એવા સખુન સાંભળી હોમાય ઘણી ખુશી થઇ કેહેવા લાગી જે "એ તારી દાનાઇ મને ઘણી પસંદ આવી છે." હોમાયને નવ માસ પુરા થયા ત્યારે એક ખુબસુરત બેટો પેદા થયો. તેનો ચેહેરો આફતાબ મિસાલે રોશન હતો. તે નુર ભરેલા બેટાને ઉઠાવીને તે દાઇ ભોંયરાંમાં લઇ ગઇ અને પોતાની મોહોબતથી પોતાનાં થાંનનું દુધ પાઇને પરવરસ કરવા લાગી. તે બેટો માસ છનો થયો ત્યારે હોમાયે તે દાઇને કહયું જે "હવે તે બેટાને મારી નજદીક લાવ." એવો હોકમ સાંભળી તે દાઇ દોડતી જઇ તે બેટાને હોમાયની નજદીક લાવી. હોમાય તેને જોય શું કે તેનો ચેહેરો રોશન બેહેસ્તન મિશાલે તલુ દેતો હતો, તે જોઇને અજબ થવા લાગી. તેની ઉમર માસ છની હતી પણ તે વરશ પાંચનો નજર આવતો. એ રીતનો બેટો જોઇ પાદશાહ હોમાય પોતાનાં દિલમાં કહેવા લાગી જે "એ બેટો જવાંનીએ પોહોંચશે કે મારૂં તખ્ત અને તાજ છીનવી લેશે." એવો અંદેશો કરી તે બેટો પાછો દાઇને હવાલે કીધો જેથી તે દાઇ તેને પેલા ગુપ્ત ભોંયરાંમાં લઇ ગઇ. બામદાદનો

વખત થયો એટલે પાદશાહ હોમાયે હોકમ કીધો જે "એક સુથાર ઘણો ખબરદાર હોય તેને મારી નજદીક લાવે." ખીજમતગારે એક સુથાર શુરશાંમનો રેહનારો ઘણો કાબેલ હતો તેને લાવી હોમાયની નજદીક ઉભો કીધો. હોમાયે તે સુથારને હોકમ કીધો જે "છુપી એક સનદુક બનાવી લાવે, તે એવી બનાવે જે તેની અંદર પાણી તથા પવન જઇ શકે નહીં." એવો હોકમ પાદશાહ હોમાયના સાંભળી તે સુથાર સેતાબ એક પેટી બનાવી હોમાયની નજદીક લાવ્યો. તે પેટીને અંદર ખાસ ચામડું જડાવી તે ઉપર એવો મોલંબો ચહડાવ્યો જે તેની અંદર એક પાણીનું ટીપું જઇ શકે નહીં. તેની અંદર દસ પડતું અતલશનુ કપડું બીછાવ્યું. તે કપડું એવું ઉમદા હતું જે પાદશાહ શિવાય કોઇ બીજો વાપરી શકે નહીં. એવી સફાઇથી તે પેટીને આરાસ્તા કીધી. પછી પેલી દાઇને હુકમ કીધો જે તે ફરજંદને લાવે. દાઇએ તે બેટાને લાવી હાજર કીધો તેને લઇને તે સનદુકમાં મેલ્યો અને તેની અંદર બે કીંમત પાંચ લટ મોતીની મેળી અને સો લાલ ઉંચી કીંમતનાં તથા ત્રણ ગોહેર ઉંચાં બે કીંમત હતાં કે જે ગોહેરથી બહમનનાં અયવાંનમાં રાતને વખત રોશની થતી હતી તે મેલ્યાં અને પોતાને હાથે એક નાંમું લખ્યું જેની અંદર લખ્યું કે "જે કોઇના હાથમાં આ સનદુક આવે તે શખ્સ એ તમામ મતા લઇ એ છોકરાને લાડથી પાલે અને એને કશો ગમ નહીં પોહોંચવા દીએ અને એ પેટીમાં જે જર છે તે એક પાદશાહી કરતાં જ્યાદા છે તે એ બેટાની પરવરશીને વાસ્તે મુકયાં છે. જેના હાથમાં એ સનદુક આવે તે એ બેટાનું સારી રવેશે પાલન કરે." એ રીતનું નામું લખીને તે પેટીમાં મુકી તેને તાળું દઇને તે તાળાંની સાથે તેની ચાવી બાંધી તે પેટી એક ફરાશ યાને મજુરને બોલાવી ફરમાવ્યું કે બલખની જે વેહેતી નદી છે તેમાં એને નાખી આવે. તેજ વખત તે ફરાશ તે પેટી ઉઠાવી લઇ ગયો. પેલી દાઇએ એ રીતનો જુલમ તે ફરજંદ ઉપર દીઠો તેથી તેનું દીલ બળવા લાગ્યું અને તે હોમાયની નજદીકથી બાહાર નિકળી પેલો ફરાશ પેટી લઇ જતો હતો તેની પછવાડે દોડતી ગઇ કે જોય કે એ સનદુકને શું કરે છે

કાંય જે તે દાઇ તે ઉપર પોતાના બચ્ચાં કરતાં જ્યાદા મોહોબત રાખતી હતી. તેને ખબર નહીં હતી જે એ સનદુકમાં ખજાનો છે પણ તેણે માશ છ સુધી દુધ પાયું હતું તેની મોહોબતથી દીલમાં ધાર્યું જે એ બેટાને જ્યાં નાખે ત્યાંથી હું શેહેરમાં પાછો લાવી છુપાવી મારાં ઘરમાં રાખી એની પરવરશી કરૂં અને કોઇ વખતે એ બેટાનું કામ હોમાયને પડે ત્યારે પાછો હોમાયને હવાલે કરશ. એવો અંદેશો કરી તે દાઇ દોડતી જઇને પેલી નદીના કિનારા ઉપર છુપાઇ બેઠી. એવામાં પેલા ફરાસે આવી પેલી પેટી નદીમાં નાખી પાછો ફરી પાદશાહ હોમાયની આગળ ગયો અને કેહેવા લાગો જે તેં મને ફરમાવ્યું તે મુજબ નાખી આવ્યો હવે બીજો શું હોકમ છે? હોમાયે જાણ્યું કે મારી વાત એ ફરાસથી જાહેર થશે એવો વીચાર કરી પેલા બીચારા ફરાસનો હાથ પકડી પોતાના બાગમાં લઇ જઇ પોતાના ફરેબથી તે ફરાસને કુવા ઉપર ચહડાવી તે બીચારાને ગફલત આપી એક આચકો મારી કુવામાં નાખ્યો તેથી તે બીચારા ફરાસે પોતાનો જાન હોમાયના હાથ ઉપર બરબાદ કીધો. હવે પેલી તરફ દાઇ છુપાઇ બેઠી હતી તે પેલો ફરાસ ગયા પછી કિનારા ઉપર જઇને જોય શું કે તે સનદુક પાણીમાં ઘણી લાંબે જવા લાગી. તે જોઇ દાઇએ ઘણી મેહેનત કીધી પણ તે પેટી કીનારે આવી નહીં શકી કાંય જે તે પેટીને સફેદ મોમનો મોલંબો ઘસેલો હતો તેથી તે મોમ ખાવાને વાસ્તે માછીઓ તે સનદુકની આસપાસ ફરી વળી મોટાં પાણીમાં લઇ જતી હતી. તે સનદુક પાણીમાં તરતી આગળ નિકલી ચાલી તે જોઇ તે દાઇ નાઉમેદ થઇ પાછી આવી અને હોમાય આગલ જઇ રડવા લાગી તે જોઇ હોમાય પોતાના દીલ સાથે અંદેશો કરી કેહેવા લાગી જે એ દાઇથી મારો ભેદ જાહેર થશે. એવો વીચાર કરી પેલી દાઇનેબી ફરાસની મીસાલે ફરેબ દઇ કુવામાં નાખી દીધી. એવાં મકરથી હોમાય પોતાના જીવને કરાર કરી નચીંતાઇથી બેઠી.

---

# સનદુક હોરમજદ ધોબીને હાથ લાગી અને દારાબ નામથી તે શાહજાદાની પરવરસી કીધી તે વગેરે બીજો હેવાલ.

હવે પેલી તરફ સનદુક પાણીમાં ચાલી તેવીજ એક આબાદી ભરેલો મુલક જેને મર્વનો કસબો કેહેતા હતા તેની નજદીક જઇ પોહોંચી. તે શેહેરમાં એક ધોબી હોરમજદ નામનો તે નદીના કીનારા ઉપર ઉભો રહી કપડાં ધોતો હતો. તેનો એક બેટો વીસ દાહાડા અગાઉ ગુજરી ગયો હતો જેના ગમથી એ ધોબી હાય મારીને જારી કરતો હતો તેવામાં તેની ઓરત પોતાનાં ખાવંદને વાસ્તે ખાણું લઇ આવી કેહેવા લાગી જે "પાણીમાંથી બાહાર આવ અને ખાણું લાવી છું તે ખા. તું શા વાસ્તે એટલી જારી કરે છે? તે બારેહકતાલાએ આપણને એક બેટો આપ્યો અને તેને પાછો બોલાવી લીધો અને ફરીથીબી તેજ આપશે. તે સાહેબ ચાહાશે તો આપણ-નેબી પળમાં ઉઠાવી લેશે. એ વાતમાં આપનો કાંઇ ચારો નથી વાસ્તે અય મેહેરબાન મરદ! આપણને હકતાલાથી નાઉમેદ થવું નહીં જોઇએ. તે સાહેબની બરકતથી આપણી મોરાદ હાંસલ થશે." એવા સખુન પોતાની ઓરતની ઝબાંનથી સાંભળી હોરમજદ ધોબી પાણીમાંથી બાહાર આવ્યો અને તે વેહેતી નદીના કીનારા ઉપર રોટી ખાવા બેઠો. તેની ઓરત કહેવા લાગી જે "આજ રોજે રોટી પકાવવાને ઘરમાં કાહી નથી વાસ્તે આજે જે કાંઇ દીનાર મળે તેની કાહી લેતો આવજે." એ રવેસે બન્ને જણાં વાત કરતાં હતાં તેવાંમાં એક પેટી નજર આવી. હોરમજદ પોતાની ઓરતને કેહેવા લાગ્યો જે "તું જો કે ખુદાતાલાની શું મેહરબાની છે જે આપણે તો રાતની રોટી પકાવાની કાહીની ફીકર કરીએ છીયે પણ પાક યઝદાં એવો તો કાદેર છે જે વગર પૈસે આપણને નદીનાં પાણીથી કાહી મળી. ખુદા માલમ જે એ લાકડું કયાંથી ઘસડાઇ આવ્યું છે. કદાપી એ વખત ઉપર

જો આપણે બીજી મોરાદ માંગતે તો હકતાલા તેબી બર લાવતે." તેની ઓરતે કહ્યું જે "તું શેતાબ ઉઠ અને એ લાકડું પાણીમાંથી બાહેર લાવ." હોરમજદ પાણીમાં ઉતરી તરતો જઇ જોય શું કે એક ઓસ્તવાર સનદુક હાથ લાગી જે ખેંચતો ખેંચતો કિનારા ઉપર લાવ્યો. તે જોઇ તેની ઓરત કેહેવા લાગી જે "એ સનદુકનું તાળું શિતાબ ખોલવું જોઇએ." તે બેહુએ મળીને તે સનદુક ખોલી ને જોય શું કે તેમાં એક ફરઝંદ સુતેલું છે. તેને જોઇને તે બન્ને જણાં ડર ખાવા લાગાં અને કેહવા લાગાં જે એ શું ગજબ છે. પછી તે ઓરત કેહેવા લાગી જે "ડર ખાવાનું કામ નથી, આપણે સારી રવેશથી જોઇયે." પછી પેલું નાવારેસ બચ્ચું રડવા લાગ્યું તે જોઇ હોરમજદે પોતાની ઓરતને કહ્યું જે "તું શેતાબ ઉઠ અને તારૂં થાંન એના મોહોમાં આપ." તેજ વખતે તે ઓરતે તે બચ્ચાંને ઉઠાવી જોયું. તે નામદાર ફરઝંદનો ચેહેરો એવો તો ખુબસુરત હતો જે તેની વખાણ આપણે મોહડેથી થઇ નહીં શકે. તેવામાં કરવું ખોદાતાલાનું કે તે ઓરતના થાંનમાંથી દુધની શેહેર છુટવા લાગી, તેજ વખત શેતાબ પોતાનું થાંન તે બચ્ચાંનાં મોહોડાંમાં આપ્યું. પછી હોરમજદ પોતાની ઓરતને કેહેવા લાગ્યો જે "અય નેકબખ્ત! તું જો કે ખુદાતાલાએ આપણી રંજનો બદલો કેવો વાલ્યો જે ઘણોએક ખજાનો તથા એક નેક ફરઝંદબી આપ્યું. માટે એનાં બખ્ત ઉપર શુકરાના કરી એ બચ્ચાંની પરવરશી નેક રવેશથી કરીએ ને એ સનદુકમાં મતા ઘણી છે તે આપણે કાહાડી લઇએ સનદુકને ભાંજી ટુકડા કરી તાકીદથી નદીમાં ફેંકી દઇએ કારણ આપણુને એ જગોએ ઘણો વાર લાગશે તો બીજા ધોબીઓ આવશે તે એ બચ્ચાંનો ખુબસુરત ચેહેરો તથા એ મતા જોઇ તેમાંથી સર્વે હીસ્સો માંગશે અને વળી તેમાંથી કોઇને કમ જયાદા પડશે ને જઇ પાદશાહને ખબર કરશે તો તે આપણુને ઘણી ઇજા પોહોંચાડશે." એવો અંદેશો કરી બેહુ જણાએ પેલી મતા જે કાંઇ હતી તે સર્વે ધોયલાં કપડાંમાં બાંધી તે સનદુકને ફાડી તોડી નદીનાં પાણીમાં ફેંકી દીધી અને પેલાં ફરઝંદને લઇ પોતાને ઘર આવ્યાં તથા પેલી બેકીંમત મતા ઉંચી કીધી અને બેહુ જણાં હસ્તું

મોહો કરી ખુશી થવા લાગ્યાં. ધોબણે પોતાનાં ખાવીંદને કહયું જે "અય નેકનામ મરદ! તું જો કે હકતાલાએ આપણી દાદ શી તરાંહથી લીધી અને આપણી મુફલેશી શી તરાંહથી બરતરફ કીધી?" એ રવેશે ઓરત તથા મરદ ગોફતેગોમાં હતાં તેવામાં પેલું બચ્ચું બુલંદ અવાજે રડવા લાગ્યું તેનો શોર હોરમજદના પડોસીઓએ સાંભળ્યો તેથી શિતાબ તે લોકો હોરમજદનાં ઘરમાં આવીને પુછવા લાગ્યાં જે "અય હોરમજદ! તારો બેટો તો વીસ દહાડા થયાં ગુજરી ગયો અને વળી એ નાહાનું બચ્ચું કોણનું રડે છે?" હોરમજદે તેઓને જવાબ દીધો કે "કોઇ વગર રેહેમના નાતરસે એ બચ્ચાને એક નાવડીમાં મેળી વેહેતાં પાણીમાં મેલ્યું હતું અને હું નદીમાં ઉભો રહી કપડાં ધોતો હતો ત્યાંથી મારી નજર તે નાવડી ઉપર પડી અને મેં આવાજ સાંભળ્યો કે એક બચ્ચું રડે છે તેથી હું તરતો જઇને એ બચ્ચાંને બાહાર લાવ્યો ને મારી ગોડમાં પકડયું એટલે એ બચ્ચાંની ઉપર મને માયા આવી તેથી એ બચ્ચાંને મારૂં ફરઝંદ કરી લાવ્યો છું." એ વાત સાંભળી તે પડોસીઓએ હોરમજદને કહયું જે "વારૂં તેં એ નેક કામ કીધું વાસ્તે એની સંભાળીને પરવરશી કરજે." એમ કહી સર્વે જણ પોત પોતાને ઘરે ગયાં. પછે હોરમજદે પોતાની ઓરતને કહયું કે "એ બેટો આપણને દાદગર દાદારે આપ્યો છે અને તેણેજ એની પાણીમાં સંભાળ કરી જીવાડયો છે તેથી એ બેટાનું નામ આપણે દારાબ* કરી રાખ્યે." તેની ઓરત પણ ઘણી ખુશી થઇ કેહવા લાગી કે "એ નામ દરૂસ્ત છે."

હવે હોરમજદ પોતાની ઓરતને કેહેવા લાગો કે "આપણે મુફલેસીથી છુટાં, વાસ્તે એક સારૂં જેવું ઘર રેહવાને વાસ્તે લઇએ અને થોડોક માલ ખરીદ કરી હું સોદાગરીનો પેશો કરૂં." તેની ઓરતે કહયું જે "અય મરદ! તું એવી નાદાની ના કર. અગરજો તું હાલ એવો રોજગાર કરશે

* દારાબ બોલ ફારસી પ્રમાણે 'દાર' અને 'આબ'નો બનેલો છે, 'દાર' એટલે રાખ, અને 'આબ' એટલે પાણી. દારાબ પાણીમાંથી મલી આવ્યો માટે કહે છે કે તેને આ નામ આપ્યું છે. પણ ખરૂં નામ 'દારયવુશ' છે જેનો અસલ અર્થ ભલાઈવાલો થાય છે.

તો આ શેહેરનો પાદશાહ મરદુમ જે ઘણો અદેખો અને જુલમગાર છે તે આપણને એકાએક માલદાર જોઇ આપણી ઉપર સખતી નાખી સર્વ મતા છીનવી લેશે અને વળી પુછશે જે તમો મુફલેશ મજુર હતાં અને એટલો માલ કાંહાંથી લાવ્યાં ત્યારે આપણે તેને જવાબ શું દઇશું? વાસ્તે હું તુને કહું તે મુજબ ચાલ. અવલ તો તુ બજારમાંથી એક એક ગોલામ વેચાતો લાવ અને આપણો ધોબીનો હુન્નર તેને શિખવ કે આપણું કારખાનું તે ગોલામ ચલાવે. આપણને મજુરી થોડી કરવી પડે અને આપણ ન્યામત ખાણું ખાઇ બુઢાપાનાં વખતમાં આપણું દીલ ખુશી રાખ્યે. આપણાં હાથમાં જે બે કીંમત મતા આવી છે તે આપણે ગુપ્ત રાખી આશા-એશથી વાપરવી જોઇએ. નાહેક બુઢાપાના વખતમાં સોદાગરીનો પેશો કરી શેહેરે શેહેર રઝડી મરીએ એ કામ મારી નજરમાં આવતું નથી." હોરમજદ પોતાની ઓરતના દાનાઇ ભરેલા સખુન સાંભળી બજારમાં ગયો અને એક નવજુવાન ગોલામ ખરીદ કરી તેને ધોબીનો તમામ પેશો શિખવ્યો. દારાબ સાત વરશનો થયો ત્યારે જોય શું કે હોરમજદ તો પોતાનાં રાબેતા મુજબ નદી ઉપર જતો અને રાતને વખત પોતાનાં ઘરમાં આવતો. હોરમજદ બજારમાં જતો ત્યારે દારાબ પણ તેની સાથે જતો હતો. હોરમજદ દારાબને હરેક વાત પુછતો તેનો જવાબ દારાબ દાનાઇથી વાળતો હતો સબબ કે તે દારાબ કયાની તોખમનો, અસ-પંદીયારના બેટા બહમનનો બેટો હતો. બીજું હરેક બચ્ચું વરશે વધે અને દારાબ મહીને વધતો હતો તે જોઇ શેહરનાં આદમીઓ એમ કેહેતાં કે એ ફરઝંદ લાયકનું થશે ત્યારે ખોદા માલુમ જે એ કેવાં કાંમ કરશે? તે ફરઝંદની બાજુ તથા ફરાખ સિનો જોઇ દુનીઆંના લોકો અજબ રેહતાં હતાં. હોરમજદ ધોબી લુગડાં ધોવા જતો ત્યારે દારાબ પણ તેની સાથે જતો અને તે કપડાં ધોતો તે હુનર જોઇ દારાબ યાદ રાખતો હતો. દારાબ દસ વરશની વયનો થયો ત્યારે હોરમજદને કેહેવા લાગો કે "આ બાપ! તું ગોલામ સાથે કપડાં ધોય છે તો તેમાંથી એક હીસ્સો કપડાં મનેબી આપ." હોરમજદે એક હીસ્સો કપડાં દારાબને ધોવા આપ્યાં.

હોરમજદ તથા પેલો ગોલામ નદીમાં ઉતરી કપડાં ધોવા લાગ્યા અને દારાબ તો નદીના કિનારા ઉપર રમવા બેઠો તે જોઇ હોરમજદ કેહેવા લાગ્યો કે "અય બેટા! દાહાડો થોડો રેહેશે ને તડકું જતું રેહેશે તો કપડાં સુકાશે નહીં." એ સખુન સાંભળી દારાબ શિતાબ ઉઠયો અને પોતાના હિસ્સાનાં કપડાં હતાં તે લઇ પાણીમાં ઉતરયો અને તે તમામ કપડાંનો જથ્થો એકદમ હાથમાં લઇ ઉભો. તે જોઇ હોરમજદે કહયું કે "બેટા! તું હજુ અમારો હુનર શિખ્યો નથી વાસ્તે તું એકેકું કપડું હાથમાં પકડીને પથર ઉપર પટક જે તેનો મેલ નીસરી જાય." દારાબે કહયું કે "એ હુનર શિખતાં મને ઘણા દહાડા જોઇએ વાસ્તે જે કાંઇ મને આવડે છે તે પ્રમાણે કરીશ." એટલું કહી એકદમ બસો કપડાં હાથમાં પકડયાં હતાં તે પાણીમાં બોળી પથર ઉપર પાંચ સાત વખત જોરથી પટકયાં પછી જોય તો તે કપડાંનો મેલ સઘળો નીસરી ગયો અને પેલા બન્નેનાં કપડાં કરતાં પોતાનાં કપડાં સારાં સફેદ નજર આવ્યાં. પછી તે કપડાં સુકાવા વખાતાં કરી નાખ્યાં અને પોતે જઇ દુર રમવા બેઠો. તે તમાશો જોઇ હોરમજદ તથા પેલો ગોલામ અજબ થયા. તે ગોલામ હોરમજદને કેહેવા લાગ્યો કે "એ છોકરો ઘણો હુનર રાખે છે." ત્યારે તેણે જવાબ દીધો કે "એ બેટાને ખોદા સલામત રાખે કે એ મારો દહાડો રોશન કરશે." એમ કરતાં સાંજનો વખત થયો તેથી ત્રણે જણાં પોત પોતાનાં કપડાં બાંધીને ઘરે ગયા અને જયારે બામદાદનો વખત થયો ત્યારે સર્વ ઘરાકો આવી પોત પોતાનાં કપડાં હતાં તે લઇ ગયાં અને જે કપડાં દારાબે ધોયાં હતાં તે કપડાં ઘણાંજ ઉજળાં હોવાથી સર્વે કેહેવા લાગ્યા કે "હવે હોરમજદનો છોકરો કપડાં ઘણાં સારાં ધોય છે વાસ્તે આપણેબી એનેજ ધોવા આપે." એવું ગુલબાન તમામ શેહેરમાં ચાલ્યું તેથી ઘણાં લોકો હોરમજદને કપડાં ધોવા આપવા લાગ્યાં અને તે શેહેરમાં દરાબની વાત ઘણી જાહેર થઇ અને દારાબનું કદ તથા ચેહેરો જોઇ ઘણા લોકો અજબ રેહેતા હતા.

---

## દારાબ પોતાની પેહેલવાની દેખાડે છે અને પોતાના ગુલામને બેજાન અને હોરમજદને બેહોરમત કરે છે તે વગેરે બીજો હેવાલ.

એમ કરતાં તે વાત ઉપર વરશ એક ગુજર્યું. એક દહાડે હોરમજદ પાણીમાં ઉભો રહી કપડાં ધોતો અને દારાબ બેસીને જોયા કરતો હતો. તેથી હોરમજદે તેને કહ્યું કે "તું ઉઠ અને કપડાં ધો, આપણે ગરીબ લોકોને બેસી રહેવું સઝાવાર નથી." દારાબે કહ્યું કે "મારે વાસ્તે કાંઇ રમત લાવ કારણ હમણાં મારૂં દીલ ઘણું નાખુશ રહે છે." હોરમજદે કહયું કે "અય બેટા! હું તારે વાસ્તે એક ધોલ, વાંસળી તથા લાકડાંનો એક ઘોડો અને એ સીવાય તારે લાયકનાં સારાં કપડાં જોઇએ તે હું બજારમાંથી લાવીશ." દારાબે કહ્યું કે "અય પેદર! તું મારે વાસ્તે લાકડાંનો ઘોડો તથા ધોલ અને વાંસળી શા વાસ્તે લાવે છે? મને સવારીને માટે એક અરબી ઘોડો, એક કોહલા, નવું બખતર, એક ઢાલ સાથે તલવાર, તેજદાર ખંજર અને ચાંચી કમાન તથા સો તીર અને ભારી ગરૂજ અને એક નેઝો એ રીતનો સર્વે સામાન લાવી આપે તો હું તારૂં સર્વે કામ કરીશ." એ સખુન દારાબની ઝબાનથી સાંભળી હોરમજદ ઘોબી હસવા લાગ્યો અને કહેવા લાગ્યો કે "અય બેટા! આપણે ગરીબ મજુરને પહેલવાની હથીયાર શું કરવા જોઇએ? પણ તારી ખુશી છે તો તે પણ લાવી આપું પણ પહેલવાની હથીયાર ફેરવવાનો હુન્નર તો તને આવડતો નથી અને નાહક મારી પાસે પૈસા તું શા માટે ખરચાવે છે?" દારાબે કહ્યું કે "જે કાંઇ અસબાબ મેં તારી પાસે માંગ્યો છે તે મને લાવી આપશે તો તારૂં કામ કરીશ." એવા સખુન દારાબની ઝબાંનથી સાંભળી હોરમજદ બજારમાં જઇ એક સારો અરબી ઘોડો જીન સાથનો ખરીદ કરી દારાબની નજદીક લાવ્યો. દારાબે તે ઘોડાનો જેરતંગ ખેંચ્યો તે જોઇ હોરમજદ કહેવા

લાગ્યો કે "બેટા! ઘોડો હરામી છે માટે હું તને બેસાડું," "એટલું કહી તેણે દારાબનો હાથ પકડયો. દારાબે તેનો હાથ ખીસાડી નાંખ્યો અને પોતે ઘોડાથી પાંચ કદમ દુર ઉભો રહી ત્યાંથી કુદી ઘોડા ઉપર સવાર થઇ ઘોડાને જોલાંન કરાવા લાગ્યો. તે તમાશો જોઇ હોરમજદ ઘણો અજબ થયો. તેવામાં દારાબ ઘોડો ડપતાવતો આવી તે જગ્યાએ એક મેખ મણ વીસ વજનની ગાલેલી હતી તે શિતાબ ઉખેડી આસમાન તરફ ફેંકી દીધી અને પાછી નીચે આવી તેવોજ ઘોડાની રેકાબ ઉપર ઉભો થઇ ઝીલી લીધી. એ રીતે દારાબ નદીના કીનારા ઉપર ખેલ કરવા લાગ્યો તે જોઇ હોરમજદે કહયું કે "બેટા! તને ઘોડા ઉપર બેસતાં આવડતું નથી અને તું એવડું દંમર શા વાસ્તે કરે છે?" દારાબ તે ઉપર ગુસ્સે થઇ કહેવા લાગ્યો કે "તું મને ફરીથી એવા સખુન કહેશે તો મારા હાથથી ઈઆંન પામશે." તે સાંભળી હોરમજદે ઘણો ગુસ્સે થઇ ગોલામને ફરમાવ્યું કે "તું શીતાબ એને ઘોડા ઉપરથી નીચે ઉતારી લાવી એની પાસે કપડાં ધોવાડ." તે ગોલામે વિચાર્યું કે મેં દારાબની ઘણી ખિદમત કીધી છે તેથી એ મારો સખુન રદ કરશે નહીં. એવું વિચારી તે ગોલામે જઇ દારાબનું ગરેબાંન પકડી કહ્યું કે "તું શીતાબ ચાલ." એવો મામલો જોઇ દારાબે પેલી મેખ ગોલામનાં સરમાં એવી તો મારી કે ગોલામનું મગજ નાખની રાહે નીકળી જમીન ઉપર પડયું અને તેજ વખત તેનો જાન નિકળી ગયો. એ ફેસાદ જોઇ હોરમજદ દારાબની આગળ દોડતો આવીને પોકાર મારી કહેવા લાગ્યો કે "અય કમબખ્ત બેટા! તેં એ શું કામ કીધું? હવે શીતાબ ઘોડા ઉપરથી નીચે ઉતર નહીં તો મારા હાથથી તુંને બદી પહોંચશે." દારાબે તેને કહ્યું કે "અય બુઝર્ગ બાપ! તું મારા હાથ ઉપર શા વાસ્તે આબરૂ ખોહવા ચાહે છે? હું તારા ઉપર દસ્તદરાજી કરશ તો મને સર્વે કોઇ ગુનાહગાર કહેશે વાસ્તે તું શીતાબ મારી નજદીકથી દુર જા." આ સખુન સાંભળી હોરમજદે પછવાડેથી આવી હાથ લાંબો કરી દારાબની ચોટી પકડી કે તેને ઘોડા ઉપરથી નીચે ઉતારે પણ દારાબે પાછળે હાથે એક અછડટી

હોજત મારી તેથી હોરમજદનાં નાખમાંથી લોહી જારી થયું અને તે તમાચાથી તેનું મોહોડું જોશ કરી સુઝી આવ્યું. હોરમજદ દોડતો શેહેર તરફ ચાલ્યો કે એ બેટાને પાદશાહ મરદુમને ત્યાં બોલાવી સજા કરાવે. એવામાં શેહેરની તરફથી પાદશાહનો એક ગોલામ આવતો દીઠો તેને પુછ્યું કે "મરદુમ શાહ હમણાં કયાં છે?" તે ગોલામે જવાબ દીધો કે આજે પાદશાહ શેહેર બહાર શેકારે ગયો છે. તે ખબર સાંભળી હોરમજદ ધોબી તે તરફ ચાલ્યો અને પાદશાહ મરદુમની નજદીક જઇ ફરીઆદ કરી કહેવા લાગ્યો. પાદશાહે તેને પુછ્યું કે "શું ફરીઆદ છે?" હોરમજદે જવાબ દીધો કે "મારા બેટાએ મને તમાચો માર્યો." મરદુમે પુછ્યું કે "શું કરવા માર્યો?" હોરમજદે કહ્યું કે "તારો એક સિપાઇ ઘોડે બેસીને મારી પાસે કપડાં ધોવાડવાને આવ્યો હતો તેને મેં કહ્યું કે તું જરા સબર પકડ ત્યારે તે સિપાઇએ ઘોડા ઉપરથી ઉતરી ઘોડાને એક ઝાડ સાથે બાંધ્યો અને પોતે બીજા ઝાડની છાંયા નીચે જઇ ખ્વાબ કીધો. તે જોઇ મારો બેટો હાથમાંથી કપડાં ધોવાનાં મુકીને તે ઘોડાની પીઠ ઉપર કુદી સવાર થયો અને ઘોડો દોડાવવા લાગ્યો તેથી હું તેને નસીહત કરવા ગયો કે આપણે ગરીબ મજુરને એટલી પતરાજ શાને જોઇએ? આપણને પારકા ઘોડા ઉપર શું કરવા બેસવું જોઇએ? તેના ઘોડાને કંઇ નુકસાન પોહોંચશે તો આપણાં ઘરબાર વેચાઇ જશે અને વળી એ પાદશાહનો ગોલામ જાગશે તો નાહક આપણી સાથે કજીઓ થશે. એ રીતે મેં તેને નસીહત કીધી તેજ વખત તેણે ઘોડો દપટાવતો જઇ તારા ગોલામને માર્યો. તે બીચારો નાહક પોતાના જીવથી ગયો. મેં કહ્યું કે "અય કમબખ્ત! તેં એ શું કામ કીધું?" એટલે દોડતો આવી મને પણ એક તમાચો માર્યો અને મારા નાખની વાતે લોહી જારી કીધું." એવી ખબર સાંભળી મરદુમ શાહે સારી રવેશથી નેગાહ કરી જોયું કે તેનું મોહડું ફાટેલું અને સર્વે કપડાં લોહીએ ગરક થયલાં હતાં. તે બુઢા ધોબીને જખમી જોઇ પાદશાહે તેને પુછ્યું "અય બુઢા, હવે તારી શી મરજી છે?" હોરમજદ ધોબીએ કહ્યું કે "તું પાદશાહ છે. તારા જાસુસને મોકલી તેને પકડી મંગાવ અને એ

બાબતસર જરા તેનો કાંન ચમેત કે છોકરો ફરીને એવી જાહેલીઅત કરે નહીં." હોરમજદથી એવા સખુન સાંભળી મરદુમે પોતાનો એક ખાસ ખીદમતગાર દશતુર નામનો હતો તેને હોકમ કીધો કે નદીના કીનારા આગળ જઇ એ છોકરાને શીતાબ પકડી લાવ. એટલું મરદુમનું બોલવું કે તે દશતુર ખીદમતગાર ઘોડા ઉપર સવાર થઇ આગલ ચાલ્યો. તે ત્યાં જઇ જોય શું કે એક સવાર, પેહેલવાંન લાયકનો ઘોડા ઉપર બેઠેલો દીઠો. તેને પોકાર મારી પુછવા લાગ્યો કે "અય જવાંમર્દ? આ મકાંન ઉપર કોઇ ધોબીના છોકરાએ પોતાના બાપને માર્યો છે તે કયાં છે?" દારાબે કહયું કે "તને તેનું શું કામ છે? તે તો હું પોતેજ છું." એટલું દારાબનું બોલવું કે પેલો દસ્તુર ખીદમતગાર તેનું કદ જોઇ દીલમાં ડરવા લાગ્યો કે "હયાંથી પાછો ફરી નહાસ્વું બેહેતર છે. મારી કયાં કમબખ્તી લાગી કે એવા નવજવાંન મરદના હાથમાં ફસી પડયો." એવો અંદેશો કરી પોતે પાછો નહાસ્વા લાગ્યો. દારાબે જોયું કે એ તો મરદુમનો ખાસ ખીદમતગાર છે, જો એ પાછો જશે તો બીજા ઘણાં આદમી લઇ આવશે તેથી બેહેતર એ છે જે એનેજ મારવો જોઇએ. એવો અંદેશો કરી ઘોડો દપતાવતો જઇ તે ખિદમતગારનો કમરબંધ બોસ્તવાર પકડી તેને ઘોડા ઉપરથી ઉઠાવી જમીન ઉપર પટકયો તેથી તે બીચારો દસ્તુર ખિદમતગાર નાહક માર્યો ગયો. પછી દારાબે તેનાં સર્વે હથિયાર છોડી લઇ પોતે બાંધ્યાં અને તેનો ઘોડો ઘણો ખાસ હતો તે ઉપર પોતે સવાર થઇ હુસ્યારીથી ઉભો. પેલી તરફ પાદશાહે હોરમજદને પુછયું કે "હજુર દસ્તુર પાછો આવ્યો નહીં!" ત્યારે હોરમજદે જવાબ દીધો કે "અય પાદશાહ! મારો બેટો નાદાંન છે તેથી દસ્તુર તેની પછવાડે દોડતો હશે." ત્યારે મરદુમે બીજો એક પેહલવાંન જબરદસ્ત સીહા કીલની મીસાલનો હતો તેને બોલાવી હુકમ કીધો જે "તું સેતાબ જા અને આપણો દસ્તુર ધોબીનાં છોકરાને પકડવા ગયો છે તેને મદદ કરીને પકડી લાવ. કદાપી તે છોકરો જો સરકશી કરે તો તમો બેહુ મળી તેના હાથ બાંધીને લાવો." એ રવેશનો હુકમ સાંભળી તે શીહા મોહોડાંનો ગોલામ જે ઘણો

જબરદસ્ત ને ખુની હતો, ને જેનાથી શેહરની સર્વે રૈયત ઘણી કાયર અને આજેરદે હતી તથા તેની બરાબરીનો જંગી બીજો કોઇ ત્યાં હતોજ નહીં તેથી તે શેહેરમાં ઘણોજ જુલમ કરતો હતો. તે બદસુરત હબશી ઘોડા ઉપર સવાર થઇ નદીનાં કીનારા ઉપર આવી પોહોંચ્યો. ત્યાં પેલા દસ્તુરને મુવેલો દીઠો તેથી ઘણો ગુસ્સે થઇ પેલા સવારને પુછવા લાગ્યો કે "દસ્તુરને કોણે મારયો? અને હોરમજદ ધોબીનો છેકરો કહેવાયછ તે કયાં છે?" દારાબે જવાબ દીધો "જે હોરમજદ ધોબીને છોકરો દારાબ તે હું છેઉં અને એ દસ્તુરને મેં માર્યો છે અને તારી રાહ જોતો હતો તેટલામાં હકતાલાએ તને મોકલી દીધો. હવે તારો જાન લીધા શિવાય તને છોડનાર નથી." દારાબનું એ કેહેવું કે તે પેહેલવાને ઘણો ગુસ્સે થઇ બાજુથી કમાંન ઉતારીને ચાહ્યું કે એક તીર દારાબને મારે. એવામાં દારાબે શિતાબ પેલા દસ્તુરવાળી કમાંન ઉપર ચીલો ચહડાવી એક તીર એવો તો મારયો કે તે ગોલામનું સીનું વીંધી તીર બાહેર નિકળી ગયો અને તે ગોલામ ઘોડાપરથી પેચ ખાઇ જમીન ઉપર તુટી પડયો પણ શિતાબ પાછો જમીન ઉપર ઉભો. તે જોઇ દારાબે દોડતો જઇ તેને તલવારનો એક જખમ એવો તો સાફ માર્યો કે તે ગોલામના બે ટુકડા થઇ જમીન ઉપર પડયા. ફરી દારાબ હુસ્યારીથી ઉભો. તે હબસીનાં સર્વે હથિયાર છોડી લીધાં. હવે પેલી તરફ મરદુમ શાહે જોયું કે હજુ સુધી મારા બે પેહલવાન ગયા છે તે આવ્યા નથી એવો અંદેશો કરી સર્વે અમીરોને કેહેવા લાગ્યો કે "આપણે સર્વે આશાંનીથી શેકાર કર્યે છીયે અને પેલા બે સવાર જેને ધોબીના બેટાને પકડવા મોકલ્યા છે તે હજુ સુધી આવી પોહોંચ્યા નથી. હું નહીં જાણતો કે ત્યાં શું બને છે. આપણે સર્વેને તે જગ્યાએ જવું જોઇએ." એવો અફસોસ કરી પાદશાહ પોતાના સર્વે અમીરો તથા હજાર સવાર તથા સો પાઉપ્યાદા સાથે આગળ ચાલ્યો. તે જોઇ હોરમજદે વિચાર કીધો કે મારા બેટાએ ફેસાદ વધાર્યો હશે અને દસ્તુર તથા પાદશાહના ગોલામ સાથે કાંઇ શેખી કીધી હશે તો તેની તકસીરમાં એ મને કેદ પકડશે તો હું નાહક ખરાબ થઇશ. એવો અંદેશો કરી તે ત્યાંથી નાઠો ને પોતાને ઘરે જઇ જે કાંઇ

માલ મતા હતી તે ભોંયમાં છુપાવી પોતાની ઓરતને કેહેવા લાગ્યો કે "ચાલ આપણે એ જગાથી છુપાં થઇ રહીએ." તેની ઓરતે પુછ્યું કે "આજ રોજે એ શું બનાવ બન્યો છે?" હોરમજદ ધોબીએ તેને અવલથી તે આખર લગી દારાબની સઘળી વાતથી વાકેફ કીધી અને કહ્યું કે "પેલો દસ્તુર તથા ગોલામ બેહુ પાછા આવ્યા નહીં તેથી મરદુમ શાહ હજાર સવાર સાથે નદીના કીનારા ઉપર ગયો તે જોઇ મને મોટો ડર લાગો છે કે મબાદા બેટાની તકસીરથી હું માર્યો જાઉં તેથી હું ઘરમાં નાહાસી આવ્યો છું." એવા સખુન હોરમજદની ઝબાંનથી સાંભળી તે ઓરત ઘણી અજબ થઈ. પછી પોતાનાં ઘરનો દરવાજો ઓરતવારીથી બંધ કરીને બેહુ જણાં છુપાં થઇ ગયાં.

---

## પકડાઇ ગયો દારાબ મરદુમશાહ અમીરના હાથ ઉપર અને મરદુમશાહે તેને પોતાનો બેટો કરી રાખ્યો તે વગેરે બીજો હેવાલ.

પેલી તરફ મરદુમશાહ નદીના કીનારા આગળ આવી પોહોંચ્યો. એવામાં દુરથી દારાબે જોયું કે પાદશાહ મરદુમ લશ્કર લઈ લડાઇને વાસ્તે આવે છે. એવો મામલો જોઈ પોતે શિતાબ ઘોડા ઉપરથી નીચે ઉતરી ઘોડાનો તંગ ઓસતવારીથી ખેંચ્યો અને પોતાના પેદા કરનાર દાદગર દાદારનું નામ ઝબાન ઉપર લઇને કહ્યું કે "અય બારેતાલા! તું એવા ભારી લશ્કરથી મારી આબરૂની નેઘાહ રાખજે." એટલું કહી જમીનને સેજદો કીધો અને પોતાનાં મોતનો કશો પણ અંદેશો નહીં કરતાં ઘોડા ઉપર સવાર થઇ શિતાબ તે ભારી લશ્કરની સામે જઇ ઉભો. મરદુમશાહે જોયું કે પોતાનો દસ્તુર ખિદમતગાર તથા ખાસ ગોલામ તે જગ્યાએ મુવેલા

પડયા છે, તેથી તે શાહનાં બદનમાં આતશના શોલા ઉઠવા લાગ્યા. તે પોતાનાં લશ્કરને અવાજ મારીને કેહેવા લાગ્યો કે "મારો કોઇ નામદાર પહેલવાંન એ ધોબીના છોકરાને જીવતો પકડી મારી નજદીક લાવે તો તેને હું સારી રવેસથી નવાજીશ." ત્યારે એક પહેલવાંન ભારી જબરદસ્ત હતો જેનું નામ જરાબે કરી કેહતા હતા અને જેનાં બાપનું નામ સફ્વર કરી કેહતા હતા તે જરાબે આવી કેહવા લાગ્યો કે "અય પાદશાહ! તારાં રોશન બખ્તનાં જોરથી એ ધોબીના છોકરાને હું જીવતો પકડી લાવું." મરદુમ-શાહે કહયું કે "તું શિતાબ એને જીવતો બાંધી મારી નજદીક લાવ." એટલું કેહેવું કે પહેલવાંન જરાબે ઘોડો દપતાવતો મેદાનમાં જઇ તેજ તલવાર મ્યાનથી ખેંચી દારાબને કહયું કે "ખબરદાર! મારા જખમની તું નેઘાહ રાખજે." એટલું કહી એક જખમ દારાબનાં સર ઉપર મારયો જે દારાબે પોતાની ઢાલ ઉપર રદ કરી નાંખ્યો. તેણે શિતાબ પોતાની તલવાર ઉઠાવી તે જરાબે પહેલવાંનની કંમરધા ઉપર એવી તો આબાદ મારી કે તેનાં તનના બે ટુકડા કરી જમીન ઉપર નાંખ્યા અને ફરી પોતાના ઘોડાને મેદાનમાં જોલાંન દેવા લાગ્યો અને પોકાર મારી કહેવા લાગ્યો કે "બીજો કોઇ મારો હમનબરદ હોય તે શિતાબ આ મેદાનમાં આવે." એવો પોકાર સાંભળીને એક પેહેલવાંન તે લશ્કરમાંથી દારાબની મુકાબલે આવ્યો. તેને આવતો જોઇ એક તીર એવો તો માર્યો કે તે તીરે તેનો જાન શિતાબ હવા સાથે મળી ગયો. એ રીતે મરદુમશાહના પેદરપે વીસ પેહેલવાન જીવથી માર્યા અને હેંસી પેહેલવાનને જખમી કીધા. એ મામલો જોઇ મરદુમશાહ લશ્કરના સર્વે પેહેલવાનોને કહેવા લાગ્યો કે "કોઇ પેહેલવાન એની મુકાબલે જઇ શકતો નથી તો તમો સર્વે લશ્કર એકઠું થઇ એના ઉપર હુમલો કરો." આ હુકમ સાંભળી સર્વે લશ્કરે હુમલો કરી દારાબને વચ્ચે ઘેરી લીધો અને દુરથી સર્વે કોઇ તીરનો વરસાદ વરસાવવા લાગ્યા અને છુટભાલડીઓ તથા છુટી તલવાર ફેંકવા લાગ્યા. જેમ વાદળમાંથી વરસાદના કતરા પડે તે મિસાલે દારાબ ઉપર હથ્યારો વરસવા લાગ્યાં પણ તેને કશો અજાબ પોહોંચ્યો નહીં અને દારાબ જે તરફ હુમલો કરતો તે

તરફ લોહના ટેકડા કરતો હતો. તેવામાં કરવું ખોદાનું કે દારાબના ઘોડાના બેઉ આગલા પગ જમીનના દરોમાં પેશી ગયા તેવોજ દારાબ નીચે અને તેની ઉપર ઘોડો સવાર થઇ બેઉ જણ જમીન ઉપર પડયા. મરદુમશાહના લશ્કરે એવો જીનનો મામલો દીઠો તેવાજ શિતાબ દોડતા જઇ કમંદ નાખી દારાબને પકડી લીધો અને સારી ઓસ્તવારીથી તેના હાથ બાંધી ગળાંમાં તોક ભરીને તેને મરદુમશાહની નજદીક લઇ ગયા. મરદુમશાહ ખુશીથી દારાબને લઇ આગળ ચાલ્યો. પોતાના શેહેરમાં જઇ પોહોંચ્યો ત્યારે સર્વે રૈયતને ખબર થઇ કે દારાબ કેદ પકડાયો. તેથી રૈયત તેને જોવા નિકળી અને કહેવા લાગી કે "અફસોસ છે કે આજ રોજ દારાબ છોકરો માર્યો જશે. પણ એ અમીર મરદુમશાહને ઘણી શરમ છે કે એક ન્હાના છોકરાના હાથ ઉપર પોતાનું ખાસ લશ્કર મરાવી નાખ્યું." એ રીતે સર્વે લોકો મરદુમશાહ ઉપર લ્યાનત નાખતું હતું. અમીર મરદુમશાહે પોતાની દરબારમાં જઇ બેઠા પછી હુકમ કીધો કે દારાબનાં પગમાં ભારી બેડી જડી એને બંદીખાનામાં કેદ કરે. પછી રાતને વખત મિજલસ સાથે ખાણું ખાઇ પોતાનાં અયવાનમાં જઇ ખુઆબ કીધો. રોશન રોજ જાહેર થયો અને ઝળકતો આફતાબ ફીરોજાની ખાંણમાંથી બહાર આવ્યો ત્યારે મરદુમશાહ આવી પોતાનાં તખ્ત ઉપર બેઠો અને સર્વે અમીરોની મિજલસ આવી બેઠી તે વખત પાદશાહ મરદુમે હુકમ કીધો કે "પેલા દારાબને લાવે" તેજ વખત તેને બંદીખાનેથી લઇ આવ્યા. પછી પોતે અમીરો સાથે મસલેહત કરી કહયું કે "એ દારાબને બજારના ચકલામાં લઇ જઇ સુળી ઉપર ચહડાવે." હુકમ સાંભળી જલાદ લોકો દારાબને ખેંચતા લઇ ચાલ્યા. પછી મરદુમશાહ પોતાના મેહેલમાં દાખલ થયો ત્યારે તેની ઓરતે તેને પુછયું કે "કાલ રોજે દારાબને પકડયો હતો તેના બાબમાં આજ રોજે તેં શું હુકમ આપ્યો?" શાહે કહયું કે "આજ રોજે મેં તે છોકરાને સુળી દેવા મોકલ્યો છે." એ વાત સાંભળી તે ઓરત ઘણી દાનેશ અને દુરઅંદેશી રાખતી હતી તેથી પોતાના ખાવીંદને કહયું કે "અય નેકનામ પાદશાહ! હું તને એક વાત કહું તેનો કયાશ કર, કે ધોબીને ત્યાં એવા ફરજંદ કયાંથી હોય? જો એ

ધોબીનો બેટો હોય તો એમાં એટલી દલેરી તથા હુન્નર નહીં હોય, વાસ્તે એ નામદાર બેટો કોઇ શાહજાદો હોય અગર નહીં તો કોઇ ઉંચી બુનીયાદ રાખતો હોય ત્યાં શિવાય એ બેટો ન્હાની ઉમ્મરનો એવો હુન્નર ભરેલો નહીં હોય, વાસ્તે એને તું પાછો બોલાવ કે એક તો એ ખુબસુરતને મારવો તેમાં ખુદા રાજી નહીં થાય, બીજું એ જે આપણા નજુમીઓથી એ દારાબનું બખ્ત જોઇ પછી બને તો એ દારાબને આપણે બેટો કરીને રાખ્યે કે એથી આપણને વફાદારી હાંસલ થશે." એવા સખુન સાંભળી પાદશાહે હુકમ કરી દારાબને પાછો બોલાવ્યો અને ફરમાવ્યું કે આપણા નજુમી મોબેદોને* બોલાવે. તેજ વખતે એક છડીદાર હલકારો જઇ નજુમીઓને બોલાવી લાવ્યો. અમીર મરદુમશાહે તે મોબેદોને કહ્યું કે તમો આસમાનની ચાલથી જુવો કે એ દારાબનું બખ્ત કેવું છે અને એને સલામત રાખ્યે તો કુલ રૈયતનાં બાબમાં જુલમગાર છે યા તો દાદ ઇનસાફનો ધણી છે. એવા સખુન શાહની ઝબાનથી સભાંળી તે મોબેદો હાથમાં ઓશતરલાબ પકડી સૂર્યની સામે ઓસ્તવારીથી ઉભા રહી જોવા લાગ્યા. આસમાનની સર્વે સેતારાની ચાલની ગણીત તપાસી ફારેગ થયા બાદ હાથમાંથી ઓસતરલાબ મુકી મરદુમશાહને નમન કરી કહ્યું કે "અય બુઝર્ગ પાદશાહ! ગેબની વાતનો જાણનાર તો પાક પરવરદેગાર શિવાય કોઇ બીજો તાકાત ધરાવતો નથી પણ બંદાનાં દિલમાં હુન્નર છે તેથી એલમના શુમારથી બંદો ખબર આપે છે તેની ખાસ બરકતથી મેં ઓસતરલાબમાં એવું જોયું કે દારાબ ઉપર તમામ જેહાનનાં લોકોની મેહેરબાની ઘણી થશે અને આજથી તે સાત વરશ સુધી તમામ જેહાનને એ જેબદાર કરશે અને તમામ હફતે કેશવર જમીનનો પાદશાહ થશે. એ બેટાની ઉમ્મર ઘણી દરાઝ યાને લાંબી છે પણ આજથી વરસ તેર પછી એક ગમ

* પહેલવી પુસ્તકો જેવાં કે "કારનામે" વગેરેમાં પણ કહે છે કે કોઇ મોટો બનાવ બનવાનો હોય એવું માલમ પડતું ત્યારે પાદશાહો 'અખ્તર-શુમાર' અથવા 'સેતારે-શનાસ' યાને નજુમીઓને બોલાવી તેઓ પાસે ફાલ જોવાડતા. આ ધંધો કરનારા મોબેદોજ હતા કારણ કે તેઓ સઘળા એ એલમમાં પ્રવીણ હતા.

એને પોહોંચશે તેથી કેટલાક દહાડા બીમાર થશે. અગરજો તે બીમારીમાંથી ખલાસી પામશે તો બીજા વરસ પંચોતેર સુધી એ દારાબને કશો આજાબ પોહોંચશે નહીં." વળી કહયું કે "એ દારાબની પીઠથી એક બેટાનું ફરઝંદ પેદા થશે તે મસરેબથી તે મગરેબ તલગ મુલકો પોતાના કબજામાં લાવશે, બલ્કે દરીયાવ તથા ખુશકીનો પાદશાહ કહેવાશે અને ઘણું શ્યાણુ શોકતનું બોલવાથી પેગંબર જેવો કહેવાશે." એવા સખુન સાંભળી મરદુમશાહ ઘણો ખુશી થયો અને પેલા નજુમીને એક કિમતી સરોપાવ આપી રવાના કીધા. પછી અમીર પોતે ત્યાંથી અયવાંનમાં ગયો અને તમામ હકીકતથી પોતાની બાનુને વાકેફ કીધી. તે હેવાલ સાંભળ્યાથી પાદશાહજાદી ઘણી ખુશી થઇ. મરદુમશાહે હુકમ કીધો કે "એક પાદશાહી સરોપાવ લાવે." ખજાનચીએ દોડતો જઈ એક ખાસ સરોપાવ લાવી હાજર કીધો. પાદશાહે અમીર લોકોને હુકમ કીધો કે "તમો સરોપાવ લઇ દારાબની આગળ જાવો અને એ સરોપાવ દારાબને પેહેરાવી મારી નજદીક લાવો." એ હુકમ સાંભળી અમીરો તે સરોપાવ લઇ બંદીખાનાની નજદીક આવી પોહોંચ્યા ત્યારે દારાબે જોયું કે એ સરોપાવ મને દેખાડી મારી મશ્કેરી કરવા આવ્યા છે કારણ કે મેં ઘણા અમીરોને જીવથી માર્યા છે. એવો અદેશો કરતો હતો તેવામાં પેલા અમીર લોકોએ આવી કહ્યું કે "એ સરોપાવ પાદશાહે તારે વાસ્તે મોકલ્યો છે તે પેહેરી તું અમારી સાથે પાદશાહની નજદીક આવ." એથી દારાબને ભરોસો આવ્યો તેથી પોતે ખુશી થયો અને અમીરોએ તેના બંધ ખલાસ કરીને પેલો પોશાક તેને પેહેરાવી મરદુમશાહની દરગાહમાં લઇ જઇ હાજર કીધો. તેજ વખતે મરદુમશાહે ઉઠીને દારાબને ગોડમાં પકડયો અને તેની પેશાંની ઉપર બોસો દીધો. પછી હાથ પકડી પોતાના ઝનાની મેહેલમાં પોતાની ઓરતની નજદીક લઇ ગયો. તે નેકનામ ઓરતે જેવો દારાબને દીઠો કે શિતાબ ઉઠીને પોતાનાં જીવની મોહોબતથી દારાબને ગોડમાં લીધા પછી તે નેકબખ્ત ઓરત પુછવા લાગી કે "અય બેટા! તું કોણનું ફરજંદ છે અને કોણ કદીમ દરખ્તની શાખ છે?" દારાબે જવાબ દીધો કે "હોરમજદ

ધોબી મારો બાપ છે અને એની ઓરત તે મારી માદર છે. એ ઓરતે મને પોતાનાં થાંણમાંથી દુધ પાઇ પરવસ કીધો છે એટલું હું જાણું છું. બીજું એ કે સર્વે ધોબી લોક તથા મારી માદર અને મારો બાપ હોરમજદ પણ મને કહે છે કે તને એક કીશતીમાંથી લાવી પરવસ કીધો છે તેથી હું નથી જાણતો જે મારાં મા બાપ કોણ છે." એ સખુન દારાબની ઝબાંનથી સાંભળી તે પાદશાહજાદી ઘણી ખુશી થઇ શાહને કહેવા લાગી કે "એ બેટાની વાત તને ખબર નથી. પણ ગઇ રાતે મેં તજવીજ કીધી તેથી મારો જીવ ઘણોજ બળવા લાગ્યો છે અને મારાં કામથી હું ઘણી પસ્તાવા લાગી કે હાથે કરીને મારા બેટાને મેં સનદુકમાં મેલી નખાવી દીધો. પણ કરવું ખોદાનું તેથી એ બેટો પાછો મારેજ હાથ લાગ્યો છે. તેથી મેં તારી આગળ તે વાતથી પનાહ માગી ખુલાસો કરૂં છું કે એ ફરજંદ મારૂં છે." પછી પાદશાહે દારાબને કહ્યું કે "અય બેટા! સર્વે જાણે છે કે હમો તારી માદરને પેટે બેટીનાં ફરઝંદ થાય છે તેના બાબમાં મને ઘણો ગુસ્સો છે માટે જેવી બેટી પેદા થાય છે તેજ વખત હું મારે હાથે જબેહ કરૂં છું. એક મરતબે તારી માદરને પુરા દહાડાનો હમેલ હતો અને કરતું ખોદાનું તેથી તે દહાડે હું તો શિકારે ગયો હતો. પછી તારી માદરને પેટે તું બેટો પેદા થયો ત્યારે તારી માદરે જોયું કે મારી ઘણી બેટીઓ એણે મારી નાંખી છે તો હવે હું એ બેટાને પણ જીવતો નાખી દઊં. તે વિચારે તારી માદરે તને એક સનદુકમાં મુકી કોઇ અજાણા માણસ પાસે તે સનદુક ઉચકાવી નદીમાં નખાવી દીધી. નદીનાં પાણીમાં તે સનદુક તરતી તરતી જે મકાન ઉપર હોરમજદ ધોબી કપડાં ધોતો હતો ત્યાં જઇ લાગી હશે તેથી હોરમજદ ધોબીએ તે સનદુક બાહાર કહાડી પછી તેમાંથી તને બાહાર કાહાડયો હશે. એમ તેણે તને પાળ્યો છે. મેં શિકારેથી આવી તારી માદરને પુછયું કે તારે પેટે હમેલ હતો તેનું શું થયું? ત્યારે તારી માદરે મને કહયું કે મુવેલી બેટી આવી હતી. એ મુજબ મને જુઠું સમજાવ્યું હતું. પણ અય બેટા! તું જો કે ખોદા કેવો કાદેર છે કે તેં મારા દસ્તુરને તથા કેટલાક અમીરોને અને કેટલુંક લશ્કર માર્યું તેથી તારી ઉપર ગુસ્સે થઇ તને હોરમજદ

ધોબીનો બેટો જાણીને ફાંસી દેવાને મેં મોકલ્યો હતો ત્યારે તારી માદરે મને કહ્યું કે તું કોણને ફાંસી દીએ છે? એ તો તારૂંજ ફરઝંદ છે. એ વાત સાંભળી મેં શિતાબ નજુમીને બોલાવ્યો અને હું તેથી વાકેફ થયો કે એ બેટો મારોજ છે ત્યારેજ મેં તારે માટે સરોપાવ મોકલ્યો અને તું બેટાને બાઆબરૂ મારી નજદીક બોલાવ્યો કે મારા ગુજર્યા પછી મારો મુલક અને લશ્કર સર્વે તારે હવાલે કરૂં કે મારૂં તન બેહેશ્ત પામે." દારાબ એ સખુન સાંભળી ઘણોજ ખુશી થયો અને પોતાના બાપ મરદુમશાહનાં બખ્ત ઉપર ઘણીએક દુવા કરી દીલ સાથે કેહેવા લાગ્યો કે "હું તો ઉંચી બુનીયાદનો રાખનાર છું." એ વાત ઉપર કેટલાક દહાડા ગુજર્યા પછી એક દહાડે દારાબે શિકારે જવાનો કસદ કરી તેણે પોતાના બાપ મરદુમશાહની રજા લીધી. શિકારગાહ જઇને તે જંગલમાં ચોગાંન દડી રમવા અને પેહેલવાની હુન્નર શિખવા લાગ્યો. તે બેટા દારાબની ઉમ્મર વરશ બારની થઇ તે વખતે તે સર્વે હુન્નરમાં પ્રવીણ થયો. મરદુમશાહ તે બેટાની જુવાની અને ખુબસુરતી તથા જોર જોઇ પોતાનાં યકબાલ ઉપર હજાર હજાર આફરીન કરતો હતો અને પોતાના મુલક તથા અમલનો અખત્યાર લેનાર જંગી વારસથી શાદમાન રહેતો હતો.

---

## નામું લખ્યું શાહજાદી હોમાયે મરદુમ અમીર ઉપર સલામીનાં બાબમાં અને લડાઇ થઇ દારાબને જુહાક પેહેલવાન સાથે તે વગેરે બીજો હેવાલ.

---

શાહેર અબુ તાહેર તુશી* કેહે છે કે દાદગર દાવરે શું કીધું અને વળી શું કરશે તે ગેબી ખબર તેજ સાહેબ રાખે છે. હવે પેલી તરફ પાદશાહ બહમનની ઓરત હોમાય હમેશ મરદુમ પાસેથી સલામી લેતી હતી પણ આ વખત વરસ ચાર ગુજરી ગયાં પણ મરદુમશાહે સલામી મોકલી નહીં

* આ નામાનાં બનાવનારનું ખરૂં નામ અબુ તાહેર તરતુસી છે (જુઓ દીબાચો.)

હતી. પાદશાહ હોમાયને ખબર થઇ જે મરદુમશાહની સલામી ચાર વરસ થયાં આવતી નથી ત્યારે હોમાય પોતાનો એક પેહેલવાન જોહાક* કરી હતો તેને ફરમાવ્યું જે તું એક હજાર સવારો લેઇ મરદુમશાહનાં મુલક ઉપર જા અને આપણી સલામી વરસ ચારની ચહડી છે તે લઇ આવ. પ્રથમ તું ત્યાં જઇને તેની પાસેથી સલામી મંગાવજે. જો મરદુમશાહ મારી સાથે શેખી કરે તો તેનું શેહેર તારાજ કરી તેને કેદ પકડીને મારી નજદીક લાવજે." એ સખુન સાંભળી જોહાક બોલ્યો કે "અય પાદશાહજાદી! હું તારો ફરમાબરદાર છેઉં, તું જે હોકમ કરે તે હું બજા લાઉં." એ રીતે કહી પોતાનું લશ્કર લઇ મરવ શેહેરની રાહ કાપવા લાગ્યો. કેટલેક દાહાડે તે શેહેરની નજદીક જઇ પોહોંચ્યો ત્યાં તેણે દેરા તથા તંબુઓ ઠોકયા. પછી એક એલચીને મરદુમશાહની નજદીક મોકલ્યો જે અમીર મરદુમશાહને મલ્યો. મરદુમશાહે તેને આદરમાન આપીને પુછયું કે "અય નેકનામ મરદ! આજ રોજે એટલી તસ્દી શા વાસ્તે લીધી છે અને હયાં સુધી તમો લોકોને કેમ આવવું પડયું છે?" તેણે જવાબ દીધો કે "હું હોમાય પાદશાહજાદીનો એલચી છેઉં. તેણે મને મોકલ્યો છે જે તું જઇને મરદુમશાહને કેહે કે આજ ચાર વરસ થયાં મારી સલામી મોકલતો નથી તે શું છે? જો તું સલામી આપે તો બેહેતર છે નહીં તો તારી સાથે લડાઇ કરવી પડશે." એવા સખુન એલચીની ઝબાનથી સાંભળી મરદુમશાહે જવાબ દીધો કે "અય નામદાર એલચી એટલી વાત તું શા વાસ્તે કરે છે. હું તો હોમાય પાદશાહજાદીનો ફરમાબરદાર બંદો છેઉં અને એ સલામીનાં બાબમાં મને તું એક હફતા તલગની મોહેતલ આપે તો હું તારો ચાર વરસનો ખજાનો તૈયાર કરી તારે હવાલે કરૂં." એટલું મરદુમશાહનું બોલવું કે સામે દારાબ

---

* ઇરાની લશ્કરોનો કોઇ પણ પહેલવાન જોહાક જેવું નામ ધરાવે નહીં. જોહાક જેવા બુરા પાદશાહે ઇરાનની ખરાબી કીધી હતી માટે ઇરાનીઓ તેનાં નામ તથા કામને ધીકકારે છે. ફીરદોસી પ્રમાણે જોહાક પાદશાહ એક આરબ હતો અને આ નામાનો લખનાર જાતે આરબ હોવાથી તેણે ઇરાનીઓના એક સીપાહસાલારનું આવું ઇરાનીઓથી ધીકકારાયલું નામ આપ્યું છે.

બેઠેલો હતો તે કેહવા લાગ્યો કે "હોમાય પાદશાહ તે કોણ છે અને એ એવડી દીંગ શા વાસ્તે મારે છે?" મરદુમશાહે શેતાબ ઉઠીને દારાબને કહયું કે "અય બેટા! તું કંઇ જાણતો નથી. આપણે હંમેશ હર વરસ એ પાદશાહજાદી હોમાયને સલામી આપ્યે છીયે." મરદુમશાહને એલચીએ પુછ્યું કે "એ કોણ છે જે હમારી પાદશાહજાદી હોમાયને બુરા સખુન બોલે છે?" મરદુમશાહે જવાબ દીધો કે "એ તો મારો બેટો છે અને એ નાદાંન છે તેથી એ બેટાને કશી વાતની ખબર નથી." તે એલચીએ દારાબને કહયું કે "અય નવ જુવાન! જો તું એવી વાત ફરીથી બોલશે તો તારા બેહુ કાન પકડીને મરડી નાખીશ." એટલું એલચીનું બોલવું કે દારાબે ગુસ્સે થઇ તે એલચીને એક તમાચો એવો મારયો કે તેનું મોહો એક તરફ ફરી ગયું. તે એલચી ગાભરો થઇ ત્યાંથી નાઠો ને પોતાના લશ્કરમાં જઇ સપેહસાલાર જુહાકને કેહવા લાગ્યો કે "મરવ શેહેરના પાદશાહનો બેટો ઘણો ફેરાવન છે તેથી કોઇનો મહલાજો રાખતો નથી." એટલામાં જોહાક જોય શું કે તે એલચીનાં નાંકમાંથી લોહી નિકળે છે અને તેનું મોહ સોજાએ પુરાઇ ગયલું છે. એવો મામલો સપેહસાલાર જોહાકે દીઠો તેથી કેહવા લાગ્યો કે "એલચી લોકો જયાંથી જાય છે ત્યાંથી સરોપાવ લાવે છે અને એ એલચી ખુન ભરયો આવ્યો છે." એવો અન્દેશો કરી શિતાબ લડાઇનાં નગારાંનો અવાજ કીધો જેથી મરવ શેહેરનાં લોકો ગાભરા પડી કેહવા લાગ્યા કે હોમાય પાદશાહજાદીના સપેહસાલાર જોહાકે લડાઇનું નગારૂં શરૂ કીધું છે. હવે ખુદાતાલા એ પાદશાહની તથા આપણી લાજ રાખે. પેલી તરફ મરદુમ શાહને ખબર થઇ કે જોહાકે પોતાનાં લશ્કરની સંફ ખેંચી લડાઇની તૈયારી કીધી ત્યારે તે દારાબને કેહેવા લાગ્યો કે "અય બેટા! તેં એ કાંમ કીધાથી હમારી ખરાબી કીધી. હોમાય પાદશાહજાદીના એલચીને તેં તમાચો મારયો તેથી તેના સપેહસાલાર જોહાકે આપણી સાથે લડાઇ ઉભી કીધી છે ને હવે હું નથી જાણતો કે આપણા શેહેરની કેવી ખરાબી થશે." એવા નાહીમત ભરેલા સખુન પાદશાહની ઝબાનથી સાંભળી દારાબે તેને કહયું "કે આપણેબી એની સાથે

લડાઇ કરવામાં કસુર રાખશું નહીં." તે સાંભળી મરદુમશાહ કેહેવા લાગ્યો કે "અય બેટા! તે જોહાક લડાઇમાં ઘણો જબર છે અને તેની સાથે લશ્કરબી ઘણું છે અને આપણી પાસે લશ્કર તથા નાંણાનું જોરબી નથી કે આપણે એની બરોબરી કરી શકયે." દારાબે જવાબ દીધો "બાપ, તું કશો અંદેશો ના કર. તું શિતાબ લશ્કર લઇ એની સાંમે સંફ ખેંચી ઉભો રહી મારી મરદાંનગી જો. એ જોહાકને તથા એનાં લશ્કરને હું શી તરહાંથી બરહમ મારૂં છું, એટલુંજ નહીં પણ હોમાય પોતે એ લડાઇમાં આવશે તો તેનેબી જીવથી મારશ." આફતાબે સુનેરી જામ ખોલી યાને રોશન રોજ જાહેર થયો ત્યારે મરદુમશાહ પોતાના પાંચસો સવારો તથા બસો પાંઉપ્યાદા લઇ શેહેરમાંથી બાહર પડયો. તેણે સપેહસાલાર જોહાકની સાંમે જઇ દેરા ઠોકયા અને લડાઇની સંફ સમારી ઉભો. પછી બેહુ તરફથી કરનાયાં તથા નગારાંના અવાજો ઉઠવા લાગ્યા અને જાસુસ લોકો બેહુ લશ્કરની આસપાસ ફરવા લાગ્યા. એવામાં મરદુમશાહની તરફથી એક નામદાર પેહેલવાંન બાહાર નિકળ્યો. જોહાકે જોયું કે એક નવજવાન મરદ કદાવર બાજુનો તથા કદમાં સીધાં સરવની મિસાલનો હતો અને તેનો ચેહેરો આફતાબને રંગનો રોશન હતો, તેનાં તન ઉપર પેહેલવાની તમામ હથ્યાર બાંધેલાં તેમાં ગેન્ડાની ઢાલ તથા હીંદી તલવાર કમર ઉપર લટકાવેલી, ખદંગી તીરનો ભારો પીઠે તથા ચાંચી કમાંન બગલમાં લટકતી ઓરવેલી તથા પોલાદનો નેજો ઉભો પકડેલો હતો અને ગરદન ઉપર ભારી ગરૂજ ઉઠાવ્યો હતો. એવી તજુમલ સાથે ભારી દબદબાથી પાહાડની મિસાલના ઘોડા ઉપર સવાર થયલો જે ઘોડાના પાંઉ હરણની નળી મિસાલે પાટલા હતા. એવા ખુબી ભરેલા ઘોડા ઉપર સવાર થઇ સપેહસાલાર જોહાકનાં મેદાનમાં શેકારી લશ્કરની મિસાલે જતાં તેણે એક પોકાર એવો તો મારયો જે બેહુ લશ્કરનાં આદમીઓ તથા ઘોડાઓનાં જીવમાં દેહેશત પેદા થઇ. પછી કહેવા લાગ્યો કે "આ મેદાનમાં મારો હમનબરદ કોણ પેહેલવાંન આવે છે? જે કોઇ મરદાંને મરદ હોય તે મારાં મેદાનમાં શિતાબ આવે, તે નામદારને હું સલામી આપીને વિદાય કરૂં." પછી

જોહાકે પોતાનાં પેહેલવાનોને હુકમ કીધો કે "જે કોઇ એ નવજવાનને જીવતો પકડી લાવે યા જીવથી મારે તેને હું એ મરવ શહેરની પાદશાહી અપાવું એટલુંજ નહીં પણ ઇરાનની મિજલસમાં પાદશાહ હોમાયની નજદીક તેનો ઘણોજ મરતબો આલા કરૂં." જોહાકની ઝબાંનથી એ સખુન સાંભળી લશ્કરની જમણી બાજુએથી એક પેહેલવાન જહરીર નામનો શેહવનનો બેટો હતો તેણે પોતાનો ઘોડો મેદાનમાં ઝોંકાવ્યો. તે દારાબને પુછવા લાગ્યો કે "અય નામદાર પેહેલવાન! તું પોતાનું નામ શું ધરાવે છે અને કોણ નેક બુન્યાદથી તું ચેરાગ રોશન છે?" દારાબે તેનો જવાબ દીધો કે "મારૂં નામ દારાબ છે અને મર્વ શેહેરના પાદશાહ મરદુમનો હું બેટો છેઉં." જહરીર પેહેલવાને કહ્યું કે "એ નામોસર ફરઝંદ તું સાચું બોલતો નથી. એ મરદુમશાહ શું તાકાત રાખે છે કે તારા જેવું સેતારાની ચાલનું ફરઝંદ એ પામે? જો તું સાચું નહીં કેહેશે તો તારા મુશ્કા બાંધી ઇરાન લઇ જઇશ અગર નહીં તો તારા જીવની ગેરદ કાહાડી નાખીશ." એ સખુન જહરીરની ઝબાનથી સાંભળી દારાબ ઘણો ગુસ્સામાં આવ્યો. તેણે શિતાબ જીનનાં હરનાં ઉપરથી ભારી ગરૂજ ઉઠાવી ઘોડો દપતાવતો આવતાંજ જહરીર પેહેલવાનનાં સર ઉપર એવો તો એક જરબ મારયો કે તે જહરીર પોતાના ઘોડાનાં ગોશ સાથે મળી ગયો. પછી ફરી દારાબે પોકાર મારયો જે "કોઇ બીજો મારો હમનબરદ શિતાબીથી આવે." એટલું દારાબનું બોલવું કે મરદુમશાહ ઘણોજ ખુશી થવા લાગ્યો. તેણે ખુશાલીનું નગારૂ ધમધમાવ્યું. એથી જહરીરનો બેટો અરફશી નામનો હતો તે નામદાર પોતાના બાપના કીના ઉપર ઘોડો દપતાવતો દારાબનાં મેદાનમાં આવ્યો. તે કેહેવા લાગ્યો કે "અય મરદુમશાહનાં બેટા! હવે તું મારો એક જરબ સંભાળજે!" એટલું કહી તે અરફશીએ મ્યાનથી તલવાર ખેંચી દારાબનાં સર ઉપર એક જરબ એવો તો મારયો કે તેથી જંગી દારાબનો હોશ ઠેકાણે રહ્યો નહી. એ રવેશે ત્રણ જરબ પેદરપે દારાબ ઉપર મારયા, તે અરફશીનાં ત્રણે જરબ રદ કરતાંજ દારાબે પોકાર મારી કહ્યું કે "અય મુવેલા બાપના બેટા! હવે મારી નોબતનો વારો સંભાળજે." પછી દારાબે

શિતાબ તે અરફશીના કમરબંધ ઉપર હાથ મારી તેને ઘોડાના જીન ઉપરથી ઉઠાવી લઇ પોતાનાં સર ઉપર ફેરવીને જમીન ઉપર એવાં તો જોરથી પટકયો કે તે બીચારા અરફશીનાં તનના પુરજે પુરજા થઇ ગયા. એવી મરદાનગી જોઇ બેહુ તરફનાં લશ્કર અજબ થવા લાગ્યાં. પછી જોહાકે પોતાનાં સર્વે લશ્કર સાથે આવી દારાબને ચોતરફથી ઘેરી લીધો. સર્વે કોઇ દારાબ ઉપર તીરનો વરસાદ વરસાવા લાગ્યા; પણ સરફરાજ દારાબ જે તરફ હુમલો કરતો તે તરફ આદમીઓની લોહના ટેકરા કરી નાંખતો. એમ કરતાં તમામ રોશન દાહડો ગુજરયો અને શીહા રાતનો વખત થયો એટલામાં જોહાકનું લશ્કર ઘણું મારયું ગયું તેથી જોહાક નાહસવા લાગ્યો, તેની પછવાડે દારાબે દોડતો જઇ એક ગરૂજનો જરબ તે જોહાકની જમની બાજુ ઉપર મારયો જેથી જોહાક એક પગે લંગડો થયો અને તેનો ઘોડો પછાડ ખાઇને જમીન ઉપર પડયો, પણ જોહાક તેજ ઘડી દેહસ્તનો મારયો લંગડે પગેજ બગદાદ શેહેર તરફ નાહશી ગયો અને તેનું સર્વે લશ્કર પરાગનદે થઇ ગયું. પછી દારાબ ત્યાંથી પાછો ફરયો અને જોહાકનો જે કાંઇ અસબાબ હતો તે સર્વે પોતાના બાપ મરદુમશાહને હવાલે કીધો તેઓ મોટી ખુશાલીથી પાછા પોતાનાં મરવ શેહેરમાં દાખલ થયા. મરદુમશાહે જંગી દારાબને કહ્યું કે "અય બેટા! તેં એ કાંમ તો ઘણુંજ સારૂં કીધું છે પણ પાદશાહ હોમાય જાણશે ત્યારે આપણી ઉપર કાંમ ઘણું વધી પડશે." એવા સખુન મરદુમ શાહની જબાનથી સાંભળી દારાબે પુછયું કે "હોમાય પાદશાહ પાસે લશ્કર કેટલું છે?" મરદુમશાહે જવાબ દીધો કે "અય બેટા, તે હોમાય ઇરાનની શાહાનશાહ છે તેથી જો તે ચાહે તો એક દાહડામાં દસ લાખ ફોજ લઇ આપણી ઉપર હુમલો લાવે. શાહનશાહ હોમાય લાખ ફોજ રાખે છે." દારાબે જવાબ દીધો કે "અય બાપ! તું કાંઇ એ વાતની ચીંતા ના કર, કદાપી તે શાહનશાહ બાનુ લાખ ફોજ લઇ આવશે તો તેનેબી હું જવાબ દઇશ."

## લડાઇ કીધી સીપેહશાલાર જોહાકે દલેર દારાબ સાથે, તે સીકસ્ત ખાઇ નાઠો શાહનશાહ હોમાયની દરબારમાં અને બીજું નામું લખ્યું શાહાનશાહે અમીર મરદુમશાહ ઉપર તે વગેરે બીજો અહેવાલ.

---

હવે પેલી તરફ જોહાક નાહસી ગયો તેવો બગદાદ શેહેરમાં જઇ પોહોંચ્યો. બગદાદ શેહેર અસલ પાદશાહ બહમને ઘણુંજ પસંદ કીધું હતું જ્યાં પોતે અરદેશરનો* ખેતાબ રાખ્યો હતો જેથી ત્યાંના લોકો તેને અરદેશર કરીને કેહેતા હતા. તે બગદાદમાં પાદશાહ જઇને રેહેતો હતો. તે શેહેરમાં એક શાહી દરઘાહ ઘણીજ ખુબ બાંધેલી હતી. હવે તે વખતે હોમાય પાદશાહ બગદાદનાં અયવાનમાં હતી ત્યાં જોહાક જઇ પોહોંચ્યો. તેને જોઇ તે ગુસ્સે થઇ કેહેવા લાગી કે "તેં આજ રોજે મારૂં ફરમાંન તોડયું કે મેં તુંને મરવ શેહેરની સલામી લેવાને મોકલ્યો હતો મગર તું તો બગદાદ શેહેરની આબોહવામાં ફરતો દેખું!" જોહાકે જવાબ દીધો કે "અય પાદ-શાહબાનું! તું તો એમ સમજે છે. પણ હું તે મરવ શેહેરથી નાહાસી આવ્યો છું અને આપણા એક હજાર સવારો જીવથી મારયા ગયા છે. મરદુમશાહને ત્યાં એક નવજુવાંન બેટો પેદા થયો છે તે જોવામાં સીધાં સર્વ મિસાલનો તથા કવી બાજુ અને ફરાખ સીનાનો તથા રોશન પેશાંનીનો અને ઝળકતા આફતાબ મિસાલનો છે. તે બેટો ઉમરમાં આશરે વરસ પંદરનો હશે. તે નામદારે મારૂં લશ્કર પરાગન્દે કરી મને જખમી કીધો ત્યારે હું આ તરફ

---

* બહમનને ફીરદોસી તેમજ બીજાઓએ 'અરદેશીર દરાજ-દસ્ત' યાને લાંબા હાથ વાલો અરદેશીર કરીને ઓળખાવ્યો છે. એ હખામની વંશનો આર્તાજર્કસીસ લોંગ્ગીમેનસ છે જેને ગ્રીક ભાષામાં 'મેક્રોકેર' કહે છે, જેનો અર્થ પણ દરાજ-દસ્ત યાને લાંબા હાથ વાલો થાય છે. હખામની વંશના જર્કસીસ પાદશાહનો એ છોકરો થાય, પણ ફીરદોસી તેમજ આ નામાના બનાવનાર મુજબ એ ગુસ્તાસ્પ પછી રાજ્ય ઉપર આવ્યો હતો (જુઓ દીબાચો)

નાહાસી આવ્યો છું. તેના એક ગરૂજે મારો ઘોડોબી જાનથી મારયો ગયો અને હું લંગડે પગે ચાલતો તું પાદશાહબાનુને ખબર કરવાને આવ્યો છું." હોમાયે સપેહસાલાર જોહાકની ઝબાનથી એ સખુન સાંભળ્યા ત્યારે ઘણી ગુસ્સે થઇ હુકમ કીધો જે એ મરદુમશાહને જાનથી મારે અને એના બેટાનેબી જાનથી મારે તથા એનું મરવ શેહેર શેતાબીથી લઇ લીયે કે ફરીથી કોઇ બીજો આપણી સાથે શેખી કરે નહીં. એવા સખત સખુન બોલી ફરી દીલ સાથે વીચાર કરવા લાગી જે "મરદુમશાહ તો એક કુતરા બરાબર છે એ વાત તો સર્વે જેહાંનને રોશન છે અને અત્યાર લગી તે મરવ શેહેરમાં કોઇ નામદાર પેહેલવાન પેદા થયો નથી અને આજ રોજ આ મામલો બન્યો તો ખોદા માલુમ જે શું હશે?" વળી યાદ કીધી જે "મેં એક બેટાનું ફરઝંદ સનદુકમાં મેલી તે વેહેતાં પાણીમાં મેલાવી હતી, કદાપી તે સનદુક એ મરદુમશાહને હાથ લાગી હોય તો આ બને. બાકી મરદુમ-શાહની બુનીઆદ શું તાકાત ધરાવે જે ઇરાંની લશ્કર તથા સપેહસાલારને મારે? મરવ શેહેરના પેહેલવાનો તો એક બુઢીયાં ઓરતની મીસાલના છે. વાસતે હવે મારી ખાતર જમા થાય છે કે એ બેટો અસફંદીઆરની બુની-આદથી છે તેથી એવા નામદારી ભરેલાં કાંમ થઇ આવે છે." એવો અંદેશો કરી પાદશાહ હોમાયે પોતાના વજીરને બોલાવ્યો અને તેને કહયું જે તું એક નામું મરવ શેહેરના પાદશાહ ઉપર લખાવ, તેમાં એમ લખ કે "અય મરદુમશાહ! જો તું તારાં જીવની તથા તારાં એક ફરઝંદની પનાહ માંગતો હોય તો તું તથા તારો બેટો એક હફતામાં મારી નજદીક આવે કે જે વાતો મને જોહાકે કહી છે તેનો હું ઇનસાફ કરૂં ને તેમાં જોહાકની તકસીર હશે તો હું તેને સજા કરશ ને જો તારા બેટાનો વાંક હશે તો તેને સજા થશે વાસતે એ ખત વાંચતાં તારાં બેટાને સાથે લેઇ તું મારી નજદીક શેતાબીથી આવજે." એ રીતે નામું લખાવી તે નામું એક દાના એલચીને હવાલે કીધું અને તેને શીતાબ મરવ શેહેરની તરફ રવાંને કીધો. તે એલચી કેટલેક દાહડે મરવ શેહેરમાં જઇ પોહોચ્યો. તેણે પાદશાહ હોમાયનું ફરમાંન મરદુમશાહને હવાલે કીધું. મરદુમશાહે તથા તેના અમીરોએ પેલા એલચીને

ઘણું એક આદરમાંન આપી પોતાની નજદીક બેસાડયા પછી પાદશાહે એખલાશથી તેની ખેર આફીએત પુછી ને પાદશાહ હોમાયનું નામું લઇ પોતાનાં શર ઉપર ચહડાવ્યું અને નામાંની મોહોર પોતાને હાથે તોડી મુનશીને* હોકમ કીધો જે એ નામું બાંગે બુલંદ વાંચે. તે મુનશી નામું પહડવા લાગ્યો તે સાંભળ્યાથી મરદુમશાહ ઘણોજ પસતાવો ખાવા લાગ્યો. નામુ વાંચીને ફારેગ થયા પછી હુકમ કીધો કે શોફરો તૈયાર કરે. એવો હુકમ સાંભળીને બકોલ લોકોએ શેતાબ ખાંણાનાં ખુમચા તૈયાર કીધા ને મરદુમશાહને ખબર કીધી કે શોફરો તૈયાર છે. પેલા એલચી સાથે ખાણું ખાવા બેઠા અને ખાણું ખાઇને શરાબ પીવા લાગ્યા અને પેલા એલચીની ઘણીએક મદારત કીધી. તે ઇરાની એલીચીને એક બાલાદશત શરોપાવ આપી કહયું કે "હવે તું અહીંયાંથી રવાને થા ને કાલ રોજે હું તથા મારો બેટો પાદશાહ હોમાયની નજદીક આવી પોહોંચીશું." એ રીતે તે એલચીને આબરૂ આપી રવાના કીધા પછી મરદુમશાહ ઉઠી પોતાના મેહલમાં દાખલ થયો અને પોતાની ઓરતને કેહેવા લાગ્યો કે "આપણા બેટાએ કામ ઘણું જબુન કીધું છે તેથી આપણા શેહેરની ખરાબી થશે. આજ રોજે પાદશાહ હોમાયનું ફરમાન આપણી ઉપર આવ્યું છે તેમાં લખે છે કે બાપ અને બેટો શેતાબીથી મારી નજદીક આવે તેથી કાલ રોજે મને તથા દારાબને જવા વગર ચાલનાર નથી. ખોદા માલુમ જે આપણા ઉપર શું હાંદેશો પડશે?" મરદુમશાહની ઓરતે કહયું કે "તું કાંઇ ફીકર ના કર. આપણને પેલા શેતારેશનાશ મોબેદે જે વાત કહી છે તે દરૂસ્ત છે." એટલું કેહેવું કે દારાબ પોતે શેકારે ગયો હતો તે આવી પોહોંચ્યો, તે પુછવા લાગ્યો કે "તમો શું ગોફતેગોહ કરો છો? તેથી મને વાકેફ કરો." મરદુમશાહે ધીરજથી દારાબને કહયું કે "અય બેટા! આજ રોજે હોમાયનો પેગામ આવ્યો હતો. તે હોમાય શાહાનશાહે આપણને તાકીદથી

* એલ્મા મુનશીઓ પાદશાહોની દરબારમાં હંમેશાં રહેતા હતા, જેઓનું કામ રાજ્યદબારી પત્રવહેવ્હાર વગેરે કરવાનું હતું. એવા વડા મુનશીને પેહેલવીમાં 'દબીરે મહેસ્ત' કહે છે.

પોતાની નજદીક બોલાવ્યા છે" ને સર્વે બીના તેની નજદીક કહી. દારાબે કહયું કે "આપણે કાલ રોજે જઇએ. હું બી જોઉં જે શાહાનશાહ હોમાય તે કેવી છે? જો રાસત અને અદલ હશે તો હું દારાબ તેનો ફરમા-બરદાર થઇ રેહેશ. કદાપી જો તે બદ રાહની ચાલનાર હશે તો તેને સજા દઇ ઇરાનનું તખત પાયમાલ કરી નાખશ." એ સખુન દારાબની જબાનથી સાંભળીને મરદુમશાહની ઓરત કેહેવા લાગી જે "આપણને પેલા શેતારેશનાશ મોબેદે કહેયું હતું જે એ દારાબનું બખ્ત ઘણું રોશન છે અને એના તાળે પ્રમાણે તો શેહેનશાહ થવો જોઇયે તે દાહાડો મને આજ નજર આવે છે." પછી મરદુમશાહે તથા દારાબે સોદાગરીનો લેબાશ લીધો અને ઘોડા ઉપર સવાર થઇ બગદાદ શેહેરની રાહ પકડી.

---

## જઇ પોહોંચ્યો મરદુમશાહ દારાબને લઇ શાહનશાહ હોમાયની દરબારમાં અને જવાંમરદી દેખાડી દારાબે ઇરાનીઓને તે વગેરે બીજો અહેવાલ.

---

બગદાદ શેહેરમાં જઇ પોહોંચ્યા અને જયાં કાફલા બાશી સોદાગર લોકોના ઉતારાનું મકાન હતું ત્યાં જઇ એક દીવાન ભાડે લીધું અને રાત તે જગ્યાએ ગુજારી. બામદાદનો વખત થયો ત્યારે ખાણું ખાઇ તે દીવાનને કુલુફ મારી મરદુમશાહ દારાબનો હાથ પકડી બન્ને બાપ બેટા સેહેલ કરતા આગલ ચાલ્યા અને એક ઠેકાણે લોકોને ઉભેલા દીઠા તે જોઇ દારાબે પુછયું કે "આ મોટું અયવાંન દેખાય છે તે કોણનું છે?" મરદુમશાહે જવાબ દીધો કે "એ અયવાંન પાદશાહ હોમાયનું ઇનસાફ કરવાનું મકાન છે." દારાબે તેને કહયું કે "અહીંયાં આપણેબી જઇએ." જેથી મરદુમશાહે જંગી દારાબને કહયું કે "એ શેહેરનો રવૈયો મને માલમ છે કે જયારે પાદશાહ હોમાયનો હુકમ થશે

ત્યારેજ આ સર્વે ઉભા છે તે અંદર જશે તેઓની બરોબર આપણેબી જઇશું." એ રીતે બાપ તથા બેટા બેહુ ગોફ્તેગોહ કરતા હતા એવામાં પેલી દરઘાહનાં અયવાંનમાંથી અવાજ નિકળ્યો અને શંખનો કોડો ફુકાયો કે પ્રથમ ફરશબંદ લોકોએ અંદર જઇ તે મકાન સાફ કરી ફરશ બીછાવ્યા અને તે ઉપર તકીઆ મેલ્યા. એ રવેશે તે ઇનસાફનું મકાન તૈયાર કીધા પછી પાદશાહ હોમાય રસનવાદ વજીર સાથે આવીને પોતે પોતાનાં ઇનસાફનાં તખત ઉપર બેઠી. પછી અમીર ઉમરાવો સર્વે જે કોઇ દાદના દેનારા હતા તે નામદારો પોતે પોતાની બેઠક ઉપર આવી અદબથી બેઠા, ત્યાં કેટલાએક જરી કમરબંદનાં ગોલામો હાથબક્ષ કરી ઉભા. મરદુમશાહે દારાબને કહયું કે "અય બેટા! પાદશાહ લોકોની રીત પ્રમાણે તે આપણા ઉપર નેગાહ કરીને જોય પણ આપણાથી તેની તરફ ઉચું જોવાય નહીં. બેટા રખેને તું હોમાયની તરફ જોય! કાંય જે પાદશાહી અદબ એ રીતની છે." એ રીતે બેટાને ઘણીએક નસીહત આપ્યા બાદ અંદર જઈ એક બાજુ ઉપર ઉભા. હવે પાદશાહ હોમાય તખત ઉપર બેસીને ચોતરફ નજર કરી જોતી હતી તેવામાં તેની નજર જંગી દારાબ ઉપર પડી, તેને જોતાં વારજ શાહનશાહબાનુ તન બદનથી ધુજવા લાગી. તેનું દીલ બેકરાર થઇ ગયું પણ તેની નજર તેના ઉપરથી ખિસતી નહીં હતી. તેનો વેહેમ દારાબ ઉપર મજબુત બેઠો હતો. બીજી તરફથી દારાબબી આડી નજરે હોમાયને જોતો હતો પણ હોમાય પોતાનાં મનમાં એવું ચાહતી હતી કે એક મરતબે તે દારાબને પોતાની ગોદમાં પકડે. પણ શું કરે કે મીજલસનાં મોહ ઉપર શરમીંદગી હાંસલ થાય તેથી હોમાય દિલમાં એક સરદ હાય મારી બેસી રહી. એવામાં પોતાનાં બેહુ પેશતાંનમાંથી દુધની શેરો જારી થઇ, તેનો પોશાક સઘળો ભીનાઇ ગયો ને પોતે ઘણી ગાભરી થઇ ગઇ. તે તમાશો જોઇ મરદુમશાહે દારાબનો પગ ચાંપ્યો અને કહયું જે તું હોમાયની સાંમે જો ના. બીજી તરફથી મીજલસનાં લોકો માંહોમાહે ગોફ્તેગોહ કરવા લાગ્યા તે જોઇ

હોમાયથી બરદાસ્ત થઇ નહીં. હોમાયનો પોતાનો જીવ અખત્યારમાં રહ્યો નહીં તેથી તેણે પોતાનું મોહો દારાબ ઉપરથી ફેરવી નાંખ્યું. એવો મામલો જોઇ સર્વે કેહેવા લાગ્યા કે આજ રોજે પાદશાહ હોમાયનું દિલ બેકરાર છે. ખોદા માલમ કે એ ભેદ શું કે એને બેસવાનીબી તાકાત નથી. એ રવેશે સર્વે માંહોમાહે અંદેશો કરતા હતા તેવામાં હોમાયે શિતાબ તખ્ત ઉપરથી ઉતરી સર્વેનાં દેખતાં રસનવાદનો હાથ પકડી પોતાનાં અયવાનમાં દાખલ થઇ. પછી સર્વે અમીર લોકો તથા બીજા જે મીજલસી હતા તે સર્વે પોત પોતાનાં મકાન ઉપર ગયા. હવે હોમાયને રસનવાદ વજીર પુછવા લાગ્યો કે "અય બેટી! આજ રોજે તારી ઉપર એટલો શું ગજબ પડયો કે તારાં તખ્ત ઉપર તું રાબેતા માફેક બેઠી નહીં અને એક દીવાના આદમીની મીસાલે તારો જીવ કેમ ધભરાયો?" હોમાયે જવાબ દીધો કે "અય બુઝર્ગ સરફરાજ મર્દ! હું રાસ્ત કહું છું કે મને આજ રોજે એક ભારી અંદેશો પેદા થયો છે, જેવો અંદેશો કોઇ ઉપર પડશો ના. હું તખ્ત ઉપર બેઠેલી હતી અને તમામ ખલકત મારી નજદીક દાદ તથા ઇનસાફને વાસ્તે ફરીઆદે આવી હતી. બાજે લોકો મારા ઇનસાફનો તમાશો જોવાને વાસ્તે આવ્યા હતા, ત્યાં મારી નજર એકાએક પરદેશીના છોકરા ઉપર પડી તેથી મારાં પેશતાંનમાંથી દુધ જારી થયું અને મારો પોશાક તરબોર થઇ ગયો; પણ હું નથી જાણુતી કે એ દુધ શા સબબથી નિકળ્યું હશે?" રસનવાદે કહ્યું કે "અય બેટી! જે અસબાબ તારા ઉપર પોહોંચ્યો છે તેવો અંદેશો કોણને પેદા થાય કે જે ઓરતનું ફરઝંદ ઘણે વરશે આવી મળે છે અને તેને તેના ખેસી કોઇ પીછાંની શકતા નથી તે ફરઝંદ પોતાની માતાને અજાંણમાં આવીને મળે છે તો વગર પીછાંણવે તે ઓરતનાં પીશતાંનથી દુધની શેરો જારી થાય છે. એ રીત મને માલમ છે. પણ અય બેટી! તુંને તો ફરઝંદની મોરાદ થઇજ નથી તેથી મનેબી એ વાત ઘણી અજાયબ જેવી લાગે છે." હોમાયે કહયું કે "અય નેકનામ! તું એ વાત કેહે છે તે દરોસ્ત છે, મગર મારી સમજમાં આવતી નથી." તે નેકબખત રસનવાદે કહયું

કે "મને એવી ખબર છે જે હકતાલાએ ઓરત લોકોની બે રગો એવી પેદા કીધી છે કે તે બેહુ રગો કલેજાંથી તે પીશતાંન લગી આવી મળી છે. ખોદાતાલાનો હુકમ થાય છે અને મરદ તથા ઓરતનો સંજોગ બન્યાથી હમેલ રેહે છે તે હમેલ ખોદાની ખુદરતે લોહીમાંથી આદમીની સુરતનો આકાર થઇ બાહાર આવે છે. તે હમેલ ઓરતના પેટમાં જેમ વધે છે તેમ વળી તેજ લોહી સુર્ખ રંગનું બની તેનો રંગ સુફેદી ઉપર આવે છે ને તે સુફેદ ખુન કલેજાંથી પેલી બે રગોમાં થઇ બેહુ પેસતાંનમાં જાય છે ત્યારે તે પેશતાંનની ગરમીએ કરી સુફેદ ખુનનું દુધ થાય છે. એ રવેશે હકતાલાએ બચ્ચાંઓની પરવરેશ કીધી છે. એની ગવહાઇ તને જોઇએ તો પોતાની દાનાઇથી દુરઅંદેશો કરી જો કે કોઇ વખત પોતાના ફરઝંદ ઉપર માદરો ગુસ્સો કરે છે ત્યારે તે ફરઝંદને પોતાની માંએ તાંણો મારે છે કે "અય કમબખ્ત! મેં તુંને પોતાનાં ઓધાંનમાં માશ નવ રાખી કલેજાંનું લોહી તુંને પાઇ પરવરેશ કીધો છે અને આજ રોજે તું મને બદતો નથી?" વાસ્તે એની ગવહાઇ માએ તથા ફરઝંદ પોતેજ છે. કુદરતનો જાણનાર તો તે બારે હકતાલા છે પણ એવી અજમાએશથી હું કાંઇએક વાકેફ છું." એવી ભેદની વાત સાંભળીને શાહનશાહ હોમાય પસતાવો ખાવા લાગી. તે કેહેવા લાગી કે "અય રસનવાદ! હું તુંને પુછું છું જે હવે મારૂં બદન સર્વે ધુજે છે તેની તદબીર શું કરૂં? મને તો ખાવાની પણ તાકાત નથી." રસનવાદે કહ્યું કે "અય પાદશાહ! તું કાલ રોજે શેહેરમાં મનાદી ફેરવ કે સર્વે ન્હાનાંથી તે મોટાં શિતાબ મારી દરઘાહમાં હાજર થાય. તે સર્વે લોકો આવશે તેમાં તે છોકરો પણ આવશે ત્યારે તું ઇસારતે કરી મને દેખાડજે કે હું તેને દુર લઇ જઇ પુછીશ જે તું કોણનું ફરઝંદ છે? કોણ ખાનદાનથી તારી બુનીઆદ ધરાવે છે?" પાદશાહ હોમાય રસનવાદથી એવા દાનાઇ ભરેલા સખુન સાંભળી ઘણીજ ખુશી થઇ કહેવા લાગી કે "અય રસનવાદ! તારી તદબીર મને ઘણી પસંદ આવે છે." એ રવેશે ગુફતેગુહ કરી બીજે દહાડે બામદાદને વખત શેહેરની ખલકમાં મનાદી ફેરવી કે આજ રોજે

સર્વે રૈયત ન્હાનાંથી મોટાં સુધી પાદશાહ હોમાયની દરઘાહમાં આવી જમાવ થાય, કદાપી એથી કોઇ ઉલતો ચાલી રહી જશે તો તેને લાયક સજા દીધામાં આવશે. એ રીતે હોમાયે પોતાનાં શહેરમાં મનાદી ફેરવી. હવે પેલી તરફ મરદુમશાહ દારાબ સાથે પોતાનાં મકાન ઉપર જઇ પોતાનો લેબાશ છોડયા પછી દારાબને નસીહતના સખુન સમજાવવા લાગ્યો કે "અય બેટા! તેં આજ રોજે એવું કામ કીધું છે કે આપણે બેઉ જણ માર્યા જતે. હું જેમ જેમ તારો પગ ચાંપી ઇશારત કરતો હતો તેમ તેમ તું હોમાયની તરફજ જોતો હતો. એ કામ તેં ઘણું બેઅદબીનું કીધું છે." દારાબે જવાબ દીધો કે "અય બાપ! તું કહે છે તે રાસ્ત છે પણ હવે પછી ફરી કાલ રોજે આપણે તેની દરઘાહમાં જશું ત્યારે હરગેજ હું હોમાયની તરફ જોઇશ નહીં." એ રીતે બેઉ જણે વાત કરી ખાણું ખાઇ ખોઆબ કીધો. બીજે દહાડે બામદાદનો વખત થયો અને આફતાબે સુનેરી ફરશનું બીછાણું જમીન ઉપર બીછાવ્યું ત્યારે પાદશાહ હોમાયનો ડાંડ મનાદી ફરતો તે તરફ આવી લાગ્યો તે સાંભળ્યાથી દારાબ મરદુમશાહને કહેવા લાગ્યો કે "આજ રોજે આપણને હોમાયની દરઘાહમાં જવા વગર ચાલશે નહીં." એવો એતેફાક કરી જે કાંઇ મવસર ખાણું તૈયાર હતું તે ખાઇ બાપ તથા બેટા બન્ને જણા હોમાયની દરઘાહ તરફ ચાલ્યા. ત્યારે રાહમાં જતાં મરદુમશાહે દારાબને ફરી નસીહત કીધી કે "પાદશાહ હોમાય તારી તરફ નેઘાહ કરે તો તું શિતાબ તારી નજર ફેરવી નાખજે. હરગેજ થઇ તું તેની તરફ જોતો ના." એ રીતે વાત કરતા દરઘાહમાં જઇ એક તરફ ઉભા, એવામાં પાદશાહ હોમાય પણ આવી પોતાનાં તખ્ત ઉપર બેઠી. પછી ચારો તરફ નજર કરી જોવા લાગી તો પછવાડે દારાબને આફતાબનાં ચહેરાની મીસાલનો ઉભેલો દીઠો. તેને જોતાં વાર ફરી હોમાયનાં પેશતાંનમાંથી દુધ જારી થયું, એવો મામલો જોઇ પોતે અજબ થવા લાગી. પછી ધીમે રહી રસનવાદને ઇશારત કીધી કે પેલું રોશન ચહેરાનું ફરઝંદ ફલાંણી જગ્યાએ ઉભું છે. તેજ વખત રસનવાદે એક છડીદાર ગોલાંમ આગલ ઉભેલો હતો જેનું નામ કોદરકી

કરી કહેતા હતા તેને બોલાવીને ઇશારત કરી જંગી દારાબને દેખાડયો અને કહ્યું કે તું જઇ એ નવજવાનને મારી નજદીક બોલાવી લાવ. એવો મામલો પેલી સર્વે રૈયતે દીઠો તેથી સર્વે રૈયત ગભરાઇ પડીને નહાસવા લાગી; તે જોઇ મરદુમશાહ પણ ન્હાસી ગયો પણ દારાબ પછવાડે રહી ગયો તેથી પેલા કોદરકી ગોલામે દારાબનો હાથ પકડયો કે "તને મારો પાદશાહ બોલાવે છે." દારાબે કહ્યું કે "હું તો પરદેશી મરદ છું અને તારો પાદશાહ મને કાંઇ પીછાંનતો નથી તેમ હું કાંઇ તારી સાથે આવનાર નથી." ત્યારે પેલા ગોલામે ચાહ્યું કે દારાબનું ગરેબાંન પકડી લઇ જાય. દારાબે તે ઢંગ જોઇને તેના મગજમાં એક મુકકી એવી તો મારી કે તે બીચારા ગોલામનો જાન હવા ઉપર નીકળી ગયો, તેનું ખાલી કાલબુદ ત્યાં જમીન ઉપર પડયું. પછી દારાબ ત્યાંથી બીજી દેવરી આગળ જઇ ઉભો. એટલામાં સર્વે આવીને પેલા કોદરકી ગોલામ પાસે ઉભાં. ત્યાં જોય શું કે કોદરકીને બેહોશ પડેલો દીઠો ત્યારે કેટલાક મરદ કહેવા લાગ્યા કે એને ફિફરૂં હશે અને બીજા કહેવા લાગ્યા કે એની આંખ દાબો તો કોઇ કહે કે એને પાણી છાંટો. એ રવેશે સર્વ કહેવા લાગ્યા પણ તે બીચારો ગોલામ તો જીવથી મુવો હતો. એ ખબર પાદશાહ હોમાયને થઇ ત્યારે ફરી એક બોગજા જાણુલી હતો તેને બોલાવી કહ્યું કે "તું જા અને પેલા નજવાનને પકડી લાવ! પણ ખબરદાર! તેને કશો ઇલજાંમ પોહોંચે નહીં!" ત્યારે બોગજા જાણુલી સિજદો કરીને કહેવા લાગ્યો કે "એ જવાનને હરેક કળાથી પકડી લાવું છું." એ કહેતાંજ તે ગોલામ દારાબની નજદીક જઇ કહેવા લાગ્યો કે "અય નવજવાન! તને હમારો પાદશાહ બોલાવે છે." તેને દારાબે જવાબ દીધો કે "હું પરદેશી મરદ છું. મને પાદશાહ હોમાય સાથે શું કામ છે?" બોગજા જાણુલીએ કહ્યું કે "તુંને કાંઇ જર તથા ખજાંનો આપવાને વાસ્તે બોલાવે છે." દારાબે જવાબ દીધો કે "હું કાંઇ પણ જર તથા ખજાનાની લાલચ રાખતો નથી." બોગજા જાણુલીએ ધમકી દેખાડવા તલવાર ખેંચી, તેથી દારાબે જોયું કે એ મને મારશે એવા ઇરાદાથી તેણે તે બોગજા જાણુલીનો હાથ પકડી

તેનાં મગજમાં એક મુકી પોતાની જોરથી મારી તેથી તેનોબી જાન તેજ ઘડી નિકળી ગયો. એ ખબર હોમાયને થઇ કે પોતે ખુબ ગુસ્સો કરી હોકમ કીધો કે "સર્વે લશ્કર જઇ એ જવાનને પકડી લાવે." આ હોકમ સાંભળીને લશ્કરનાં સર્વે સીપાઇ દોડયા. તેઓએ દારાબ ઉપર ઘેરો ઘાલ્યો. દારાબે એ મામલો દીઠો કે પોતાની દામન ગેરદાંની અને આસતીનની બાંહે ઉંચી ચહડાવી જે કોઇ સાંમે આવતો તેને મુકીએ મારતો હતો. એમ કરતાં કેટલાએક સીપાઇ લોકોને મારયા. એ બનાવ જોઇ પાદશાહ હોમાયે ગુસ્સામાં આવી સર્વે સીપેહસાલારોને બોલાવી ફરમાવ્યું કે તમો સર્વે તમારૂં લશ્કર લઇ એ નવજવાંન છોકરાને પકડી મારી નજદીક લાવો. તમો તેને તલવાર કે નેજાની ધમકી દેખાડજો કાંયજે તે નામોશાર બચ્ચું છે તેથી તે ગભરાઇ બેસી જશે કે તમો લોકો તેને પકડી લેજો. એ હોકમ સાંભળી સીપેહસાલાર લોકોએ કમર તંગ કીધી અને સર્વે લશ્કર લઇ જંગી દારાબ તરફ ચાલ્યા અને જોતાંને વાર તે જવાનને વચમાં ઘેરી લીધો. જંગી દારાબે પોતા ઉપર એવો તંગ મામલો દીઠો તેથી ગભરાયલા શેર મીસાલે હરતરફ દોડધાંમ કરીને જે હાથમાં આવતો તેને મુકીએ કરી ગીરદાપેચ કરી નાંખતો. એમ કરતાં એક ભારી તખતો એક દુકાંન ઉપર દીઠો તે ઉઠાવી તે તખતાંનાં જરબે કરીને ઘણાએક સીપાહોને જખમી કીધા અને કેટલાએકને જીવથી મારયા તેથી સર્વેએ તેની આગળથી નાહસવા માંડયું. દારાબ તે જોઇ પોતાનાં મકાન તરફ ચાલ્યો. એ ખબર પાદશાહ હોમાયને થઇ તેથી ઘણી ગભરાઇ ગઇ અને સીપેહસાલાર જોહાકને કેહેવા લાગી જે "અય નામદાર! હું જાણું છું જે આજ રોજે મારો દહાડો બરગસ્તે આવ્યો છે કે એક નામોશાર પરદેશી છોકરો આપણાં લશ્કરને તથા સીપેહ-સાલારોને મારીને જીવતો નિકળી જાય છે માટે તું જા અને તેને જીવતો પકડીને મારી નજદીક લાવ. સીપેહસાલાર જુહાક પોતાનું એક હજાર લશ્કર લઇ દારાબની દુંબાળે ચાલ્યો. સરફરાજ દારાબ ત્યાંથી પાછો ફરી પોતાનાં મકાન ઉપર ગયો ત્યાં જઇ જોય શું કે પોતાનો બાપ મરદુમશાહ તો ત્યાં મળે નહીં. તે દીવાન ખાલી વેરાંન દીઠું. ત્યાં બીજા દીવાનખાના

હતાં તેમાં બીજા પરદેશી મરદો રેહતા હતા તેઓને પુછયું કે "ઓ પરદેશીઓ! મારો બાપ કયાં ગયો?" તે લોકોએ જવાબ દીધો કે "તારો બાપ તો ઘોડા ઉપર સવાર થઇ શેહેર બાહેર નિકળી ગયો છે." એ ખબર સાંભળી દારાબબી તેજ વખતે શેહેર બાહેર નિકળી પડયો અને આગળ રાહ કાપવા લાગ્યો. પછી રસ્તામાં ચાલતાં મનમાં અંદેશો કીધો કે "દારાબ! આજ રોજે તને કાંમ ઘણું મુશકેલ આવી પડયું છે તેથી તારે પોતાની હોશીયારીમાં રેહેવું જોઇએ કે પછવાડેથી દુશમન આવી તારા ઉપર ફાવી નહીં જાય." એવો અંદેશો કરતો અરધી ફરશંગ રાહ કાપ્યા પછી જોય શું કે એક ભારી જંગળ છે તે જંગલમાં ચાલીસ બેલદાર લોકો પોતાનાં હાથમાં તબલ લઇને તે મોટાં ઝાડો કાપતાં હતાં. ત્યારે દારાબ તે લોકોની નજદીક જઇ કહેવા લાગ્યો કે "અય નામદારો! તમો એ લાકડાં કાપો છે તે મધેથી એક લાકડું મને આપો." તે બેલદાર લોકો ગુસ્સો કરી દારાબ ઉપર દોડયા જેથી બેગુનાહ દારાબે દોડતો જઇને એક બેલદારનો કમરબંધ પકડી ઉઠાવી લીધો અને તેને પોતાનાં સર ઉપર ફેરવી જમીન ઉપર દુર ફેંકી દીધો તેથી પેલા બેલદારનો જાન નિકળી ગયો. તે તમાશો જોઇ પેલા બેલદાર લોકો ત્યાંથી નાહસી ગયા ત્યારે તે બેલદારોની તબલમાંથી એક તબલ દારાબે ઉઠાવી લીધી અને એક ઝાડ સારૂં જોઇ કાપ્યું. પછી ત્યાં એક વીસામાની જગો દીઠી ત્યાં જઇને જોય શું કે પેલા બેલદાર લોકોની રોટી તથા કવાબ તથા શરાબ સર્વે મોજુદ દીઠું. તે ખાણું જોઇ હકની દરઘાહનાં શુકરાના કરયા બાદ ખાણું ખાઇ શરાબ નોશ કીધો. પછી પેલું લાકડું ખાંધ ઉપર ઉઠાવી તે જંગલમાંથી આગળ ચાલ્યો. એટલામાં મગરેબનો વખત નજદીક આવ્યો. સાંજ પડી કે પેલા બેલદાર લોકો જે નાહસી ગયા તે સર્વે એકઠા થઇ પોતાની જગ્યા ઉપર આવીને પોતે પોતાનાં તબલ પડયાં હતાં તે ઉઠાવી લીધાં પછી પેલાં મકાન ઉપર જઇને જોય શું કે તે જગ્યાએ પોતાની રોટલી તથા કવાબ તથા શરાબ કાંઇ દીઠું નહીં. એ જોઇ સર્વે

બેલદાર લોકો અજબ થયા કે આપણો ચાલીસ મરદનો ખોરાક હતો તે એક છોકરો કેમ ખાઇ ગયો હશે? ખોદા માલમ કે તે આદમજાત હતો કે શેહેતાંન હતો! એ રીતે ગુફતેગુહ કરતા તેઓ પોતાનાં મકાન તરફ ગયા.

---

## મેલાપ થયો દારાબ સાથ સીપેહસાલાર જોહાકને અને જંગ મચી તે શાહાજાદા ને ઇરાની લશ્કર વચે અને શીકસ્ત ખાઇ ગીરફતાર થયો જોહાક તે વગેરે બીજો અહેવાલ.

---

પેલી તરફ દારાબ પેલું ભારી લાકડું ઉઠાવીને બગદાદ શેહેરના દરવાજાથી થોડેક દુર જઇ પોતાની ખાંધ ઉપરથી તે લાકડું ઉતારી ત્યાં મક્કમ થઇ બેઠો. હવે પેલો સીપેહેસાલાર જોહાક જે લશ્કર લઇ દારાબની પછવાડે ગયો હતો કે તેને જંગલની તરફથી શોધી લાવે તે દારાબની કાંઇ નીશાની પામ્યો નહીં તેથી નાચાર થઇ શેહેરની તરફ પાછો આવતો હતો. તેટલામાં જે રસ્તાપર પેલું લાકડું નાખીને દારાબ બેઠો હતો ત્યાં આવી પોહોંચ્યો. તેનાં લશ્કરના ઘોડા લાકડાંને જોઇ પાછા હઠવા લાગ્યા. એ તમાશો જોઇ જોહાકે પુછ્યું જે એ શું છે? સીપાઇઓ બોલ્યા કે એક ભારી લાકડું પડેલું છે અને એક જવાંમર્દ તેની આગળ બેઠેલો છે. જોહાકે એક ખબરદાર મરદને કહ્યું કે તું જા અને તે રાહદારી મરદને પુછ કે "કોઇ નવજવાન પરદેશી છોકરો દારાબ નામનો આ રસ્તેથી ગયો છે?" પેલો ખબરદાર મરદ જઇ તેને પુછવા લાગ્યો કે "અય મરદ! આ રસ્તે થઇને એક નવજવાન છોકરો દારાબ નામનો ગયો તેને તેં જતો દીઠો છે?" દારાબે કહ્યું કે "તું મારી નજદીક આવે તો હું તે દારાબને બતાવું." તે બિચારો મરદ દારાબની નજદીક ગયો તેને કહ્યું કે "દારાબ નામ તો મારૂં છે. તું ખબર લેવા આવ્યો છે તો

ઘણુંજ બેહેતર થયું; હવે તે દારાબનો તમાશો જો." એટલું કહી તે બિચારાને કમરમાંથી પકડી ઉઠાવી લીધો અને પોતાનાં સર ઉપર ફેરવી જોહાકનાં લશ્કરમાં ફેંકી દીધો, જેથી કેટલાએક સવાર ઘાયલ થયા અને પેલો બિચારો મરદ તો નાહક પોતાનાં જીવથી માર્યો ગયો. આ તમાશો જોઇ જોહાકે પોતાનાં લશ્કરને હુકમ કીધો કે "દારાબ એજ છે વાસ્તે હવે હુશીઆર થઇ પોતાની બાજુ ખોલી એવી તો જવાંમર્દી દેખાડો કે તમારૂં નામ જેહાંનમાં રહી જાય." પછી તમામ લશ્કરના સવારોએ બાજુ ઉપરથી કમાંન ઉતારી ખદંગી તીર ખેંચ્યા અને પાયદલ લશ્કર તેજ તલવાર તથા ભારી ગરૂજો ઉઠાવી દારાબની આસપાસ ફરી વળ્યું. દારાબે પોતા ઉપર એવો મામલો દીઠો કે શિતાબ તે જગ્યાએથી ઉઠયો અને પેલું ભારી લાકડું ઉઠાવી શેરની મીસાલ પોકાર મારી, જેમ મસ્ત શેર ગોરખર પકડવાનો કસદ કરે, યા લાચાર ભુખ્યું આદમી મજેહદાર ખાણાં ઉપર રગબત કરે, યા તો જેમ માશુકના ફાંદા ઉપર આશક દોડે તે મીસાલે દારાબ સામાં લશ્કરમાં જઇ પેલાં લાકડાંનાં જરબે કરી સવારોને તેમના ઘોડાઓ સાથે ગીરદાપેચ કરી નાંખતો હતો. તે બાગે બુલંદ અવાજ મારી કહેતો હતો કે "દારાબ તે હું છું વાસ્તે અય સગજી* બચ્ચાઓ તમો મારી મુકાબલે એકદમ આવો કે હું પણ જોઉં કે કોણનું બખ્ત યારી દીયે છે?" એ રવેશે કહેતો અને પેલું લાકડું ઉઠાવી લશ્કરનો ખીમો કરતો હતો. એમ કરતાં રાત તમામ થઇ અને રોશન રોજ નજદીક પોહોંચ્યો તેટલામાં ઘણાએક સવારો દારાબના હાથ ઉપર માર્યા ગયા અને જે કોઇ બાકી રહ્યા તેઓ મોહોડું ફેરવી નાસવા લાગ્યા. આફતાબે પોતાનું સર બહાર કહાડયું યાને આફતાબની રોશની જાહેર થઇ કે જોહાકે પોતાના ઘોડાને ચાબુક મારી ચાહ્યું કે દારાબની નજદીકથી નાસી જાય, પણ દારાબે તેનો જવાનો રસ્તો ઘેરી લીધો હતો તેથી જોહાક બતંગ આવી ગયો. ત્યારે હાથ જોડી દારાબ પાસે પનાહ માગી પણ દારાબે

* સગજી યાને સગસ્થાન અથવા સીસ્તાનનો રહેનારો. રૂસ્તમ પેહેલવાન સીસ્તાનનો રહેવાશી હોવાથી તેને પણ સગજી કહેતા હતા.

તેનો ગુનાહ માફ નહીં કીધો અને શિતાબ તેનો કમરબંધ પકડી ઘોડા ઉપરથી ઉઠાવી એક તરફ જંગલમાં લઇ જઇ તેનીજ કમંદે કરી તેના હાથ તથા પાંઉ ઓરતવાર બાંધ્યા તેથી જોહાક દર ભરયો થઇ ઘણી મીંનત તથા આજેજી કરવા લાગ્યો. પછી દારાબે તેને જંગલમાં જમીન ઉપર મેલ્યો અને તેની આસપાસ ઘણીએક કાઠીઓ સીચી ચાહયું કે તેમાં આગ મેલી જોહાકને બાળી નાખે. જોહાકનાં આદમીઓએ દુરથી એવો મામલો દીઠો ત્યારે તે જગાથી તેઓ શેતાબ પરંદા જાનવરની મીસાલે નાહસીને હોમાયની નજદીક જઇ ઉભા, તેઓને હોમાયે દારાબની ખબર પુછી અને વળી પુછયું કે "જોહાક કયાં છે?" તે લોકોએ જવાબ દીધો કે "તેને તો એક કબુતરની મીસાલે દારાબે પકડી લીધો, અને તમામ લશ્કરને તારાજ કરી નાંખ્યું." એ વાત સાંભળી હોમાયે રસનવાદને કહ્યું કે "અય બુઝર્ગ દાનાં! તું તસ્દી લે અને મેહેરબાની કરી દારાબની નજદીક જા અને આજેજી તથા મીંનત કરી જોહાકને તેના હાથમાંથી છોડવી મારી નજદીક લાવ." વજીર રસનવાદે કહયું કે "અય પાદશાહ! હું જાવું પણ એવું નહીં થાય કે તે દારાબ મને બી પકડે." હોમાયે રસનવાદને કહ્યું કે "બીજા દસ બુઝર્ગ મરદો તનમાં સફેદ જામા પેહેરો અને ખુલ્લી કમરે હથીયાર વગર દારાબની નજદીક જાઓ અને તેની ઘણીએક આજેજી તથા ઓજરખાઇ કરી જોહાકનો ખોલાસો કરો." એ હુકમ સાંભળી તેજ વખત રસનવાદ ઉઠયો અને હોમાયના કહયા મુજબ બીજા દસ બુઝર્ગ મરદોને સાથે લઇ દારાબની નજદીક ગયો. તેઓએ જતાં વારમાં ગરદન નમાવી સલામ કીધી. દારાબે તે બુઝર્ગ મરદોને જોતાં વાર પોતાનું શરીર સીધા સરવની મીસાલ હતું તે કમાન મીસાલે વાંકું વાળી તેણે તે બુઝર્ગોને સલામનો જવાબ વાળ્યો. પછી રસનવાદ નજર કરી દારાબની તરફ જોવા લાગ્યો ત્યારે દારાબનાં હાથમાં બે જબરા પથર પકડેલા દીઠા. અને તેની નજદીકથી દસ કદમ દુર પેલા જોહાકને હાથ પગ બાંધી નાખેલો તથા તેની ચારે તરફ બેહદ કચરો તથા કાઠી નાખેલી દીઠી. ત્યારે નેકબખ્ત રસનવાદે દારાબને આસતે રહી પુછયું કે "એય ખુબસુરતી ભરેલા સરદાર!

જોહાકને એ રવેશ શા વાસ્તે બાંધ્યો છે ને પોતાના હાથમાં બે પથર શા વાસ્તે પકડયા છે? એ બેહુ પથરે તું શું કરવા ચાહે છે?" ત્યારે દારાબે કહ્યું કે "એ બેહુ પથરે આતશ રોશન કરી એ જોહાકનાં તનને બાળી મેળું છું કે ફરી બીજા લોકો મારી સાથે એવી બેમરવતી કરે નહીં." ત્યારે રસનવાદે મીંનતથી કહ્યું કે "અય નામદાર! તું મારી ઉપર મેહેરબાન થઇને જોહાકની તકશીર મને માફ બખશ અને એને તું આજાદ કર." જ્યારે દારાબે તે પીરમરદની ઝબાંનથી એવા મીંનત ભરેલા સખુન સાંભળ્યા ત્યારે પોતાનાં દિલમાં સમજીને કહ્યું કે "ખુબ છે! મેં તુંને એ જોહાકને બખશ્યો!" એટલું કહી પેલા કાઠીનાં ઢગમાંથી તેને બાહાર કાહાડીને એક મોટાં ઝાડ સાથે ઓસ્તવાર બાંધ્યો. એ તમાશો રસનવાદ દુર ઉભો રહી જોતો હતો કે દારાબ જોહાકને શું કરે છે. તે મોટાં જંગલમાં કોઇ એક ગાંમડીઓ કાઠી કાપતો હતો તે પોતાને માટે જવની રોટી તથા પકાવેલા વાલ નાસતા માટે લાવ્યો હતો. તે ગાંમડીયાએ દુરથી પેલા ઝાડ સાથે જોહાકને બાંધતો દીઠો અને તે દારાબનું કદ તથા ચેહેરો જોયામાં ગરદનફારાજ નજર આવ્યો ત્યારે પેલી ભાંજેલી કાઠી તથા પોતાની રોટી સર્વે પડતું મેલીને શેતાબ ત્યાંથી નાઠો. એવો તમાશો જોઇ રસનવાદને હસવું આવ્યું. હવે દારાબ તેને નાહાસતો જોઇ કાઠી ફેડવાની જગો ઉપર ગયો અને ત્યાં રોટીનું પોટલું પડેલું જોઇને પોતે ભુખો થયાના સબબથી ઉઠાવી ખાવા લાગ્યો. તેણે રસનવાદને પણ કહ્યું કે "મારી નજદીક આવ કે જે કાંઇ યઝદાંએ વખતસર નીમક રોટી આપી છે તેને નયામત કરી સાથે ખાઇએ." ત્યારે રસનવાદે તેમાંથી થોડીક રોટી ખાધી. એવામાં ગીરફતાર જોહાકે પોકાર મારી દારાબને કહ્યું કે "અય શેરમરદ! તુંને ખોદાતાલાએ ગેબી રોટી પોહોંચાડી ખુશી કીધો તેથી તારાં જીવને તનદરોસતી થઇ તો હવે મારાબી હાથ છોડ કે હુંબી તારી સાથે એક નવાલો ખાઉં કારણ હુંબી ભુખયો છેઉં." દારાબે તેને કહયું કે "તું કશો અંદેશો ના કર! મેં એ ખાણામાંથી તારોબી હીસ્સો રાખ્યો છે." પછી જંગી દારાબે પેલી છાશમાંથી થોડીએક લઇ તેમાં મુઠીએક વાલ ચોળ્ય

ને તે છાશ લઇ જોહાકનાં સર ઉપર રેડી જેની ખુશબોએ કરી હજારો હજાર મછર તથા માંખ જોહાકનાં મોહો તથા સર ઉપર બેસી જોહાકને કરડવા લાગી. તે એજાબથી જોહાક પોકાર મારી તોબા તોબા કરવા લાગ્યો અને દારાબને કેહેવા લાગ્યો કે "અય સરદાર! તેં શું કીધું?" દારાબે તેને કહ્યું કે "તારા ગુનાહની તોજેશ એજ છે. તું ચાહતો હતો કે મને પકડી પાદશાહ હોમાયની નજદીક લઇ જાય તેથી તને એજ સજા દેઉં છું કે ફરીથી તું કોઇ દીલાવર લોકોની પછવાડે જાય નહીં." એવી ગુફ્તેગુહ કરતાં રાતનો વખત નજદીક પોહોંચ્યો ત્યારે વજીર રસનવાદે દારાબને કહ્યું કે "અય નામદાર! હવે તો દહાડો તમામ થયો છે વાસ્તે જોહાકની છોડી મારે હવાલે કરે તો એને મારી સાથે લઇ જઇ હોમાયને હવાલે કરૂં." દારાબે તેને કહ્યું કે "અય સરફરાજ બુઝર્ગ! તું જા અને પાદશાહ હોમાયને મારી સલામ તથા જમીનબોશી પોહોંચાડજે પછી કહેજે કે દારાબે કહેવાડયું છે કે 'કાલ રોજે આફ્તાબ રોશન થશે ત્યારે એ જોહાકને તારી ખિદમતમાં મોકલશ. આજની રાત તો એ મારી નજદીક રહેશે કારણ હું એકલો છું તેથી આજની રાત હું એની સાથે ગુજારીને પોતાના જીવને ખુશી બક્ષું." એ વાત સાંભળી રસનવાદ હોમાયની નજદીક ગયો અને જે પોતાની નજરે જોયું હતું તે સર્વે હોમાયને કહી સંભળાવ્યું. તે સાંભળ્યાથી હોમાય ઘણી અજબ રહી અને પોતાનાં દિલ સાથે કહેવા લાગી કાલ રોજે જોહાક દારાબનાં હાથમાંથી છુટી આવે તેવું લાગતું નથી.

---

# આવી લાગો શાહાનશાહ હોમાયની જનાબમાં સીપેહેસાલાર જોહાક જંગી દારાબથી બનેલા કેદીની હાલતે તે વગેરે બીજો હેવાલ.

હવે રાત તમામ થઇ અને બામદાદનો વખત થયો ત્યારે દારાબે જોહાકને પેલા ઝાડ સાથે બાંધેલો હતો તે છોડયો અને કહ્યું જે "આજ રોજે તને ખલાસ કરૂં છું વાસ્તે તું જતાંને વાર હોમાયને મારી સલામ પોહોંચાડજે અને મારી તરફથી જમીનને બોસો દેજે." એ સખુન સાંભળી જોહાક ઘણોજ ખુશી થયો અને પોતાના દિલમાં હકતાલાના શુક્રાના કરી કહેવા લાગ્યો કે "અય ખોદાતાલા! મને એ નવજવાનના હાથમાંથી છુટવાની ઉમેદ નહીં હતી પણ એ નેકબખ્તે તો મને ખલાસ કીધો." દારાબે તેને છોડયો ત્યારે ફરી કહ્યું કે "હોમાયને કહેજે કે કાલ રોજે ઘોડેસ્વાર થઇ લશ્કર લઇ મેદાનમાં આવજે કે હું તારી સામે રૂબરૂ જમીનને બોસો દઉં અને તારી ખિદમતમાં ફરમાંબરદારીની કમ્મર બાંધી હાજર રહું." જોહાકે કહ્યું કે "અય દારાબ! હું તારો ફરમાંબરદાર છું તેથી જે તું ફરમાવે તે કરૂં." એટલું કહી દારાબ ઉપર દુવા કરી આગળ ચાલવા માંડયું ત્યારે દારાબે કહ્યું કે "જરા ઉભો રહે કે તને એક નીશાંન આપવી છે." એટલું કહીને તેનો ડાબો કાન કાપી તેની દાઢી સાથે બાંધ્યો અને બેઉ હાથ બાંધી કહ્યું કે હવે તું જા. એવી નીશાંન આપી જોહાકને રવાના કીધા પછી પોતે પણ પેલું લાકડું હતું તે ખાંધ ઉપર મેલીને ત્યાંથી રસ્તો પકડયો. હવે જોહાક હાથ બાંધેલો અને કાંન કાપેલો એવી ખુવારીથી બગદાદ શેહેરમાં આવી પોહોંચ્યો. તેને એવા હાલે આવતો જોઇ બગદાદ શેહેરનાં લોકો અજબ રહેવા લાગ્યા કે બે હાથ બાંધેલા છે અને કાંન કાપી તેની દાઢી સાથે ટાંગેલો છે, અને તે સરથી તે પગ તલગ છાશમાં લપતાઇ ગયલો છે. એવો બુરો હાલ જોહાકનો જોઇ સર્વે

માંહોમાંહે કહેવા લાગ્યા કે એ તો દેવાંનો મરદ છે અને બાજે લોકો કહેવા લાગ્યા કે એ તો ખુની મરદ છે, બાજે આદમીઓ બોલવા લાગ્યા કે એ તો કોઇ બલા છે જે બીયાબાંન જંગલમાંથી એ શેહેરમાં આવી લાગી છે. એ રવેશ શહેરનાં લોકો તરેહવાર વાત કરવા લાગ્યા પણ જોહાકને કોઇએ પણ પીછાંન્યો નહીં કે હોમાયનો સીપેહસાલાર છે. એ રીતે કોઇ તેને પીછાંની શકયા નહીં તેથી સર્વે તેની પછવાડે હોહા કરી તાલી વજાડતા હતા. બાજે તો તેનો તમાશો જોતા હતા. એમ કરતાં હોમાયની દરઘાહના દરવાજા ઉપર જઇ પોહોંચ્યો ત્યારે તેણે ચાહ્યું કે દરઘાહમાં દાખલ થાય પણ દરઘાહના દરવાજા ઉપરના આદમીઓએ તેને બલા જાણી તેથી સર્વે ડાબી તથા જમણી તરફથી લાકડીઓના જપેતા મારવા લાગ્યા. જોહાકે બાગે બુલંદ અવાજે કહયું કે "અય જવાંમરદો! તમો શા વાસ્તે દરો છો અને એવડો માર શા વાસ્તે મારો છો? હું તો પાદશાહ હોમાયનો સીપેહસાલાર જોહાક પોતે છું." એ રવેશ જોહાક બાગે બુલંદ કહેતો હતો પણ કોઇ સાંભળતું હતું નહીં. એ ગુલબાનનો અવાજ હોમાયે પોતાનાં અયવાનમાંથી સાંભળ્યો તેથી ખિદમતગારને પુછયું કે "એ ગુલબાંન શાનું થાય છે?" ખિદમતગાર દરવાજા આગળ આવી જેય શું કે જોહાકને ખુબ બુરા હાલમાં ગીરફતાર દીઠો. તે દરવાજામાં દાખલ થવા ચાહે છે પણ દરબાન લોકો તેને દાખલ થવા દેતા નથી. તેણે શેતાબ પાછો જઇ હોમાયને ખબર કીધી કે એ તો આપણો પેહેલવાંન જોહાક શિકશતે હાલે આપણા દરવાજામાં દાખલ થવા ચાહે છે પણ દરબાંન લોકો તેને આવવા દેતા નથી. હોમાયે હુકમ કીધો કે તેને શેતાબ મારી નજદીક બોલાવી લાવે કે હું તેને પુછું જે દારાબથી તે શું ખબર લાવ્યો છે? તેજ વખત તે ખિદમતગારે જોહાકને અંદર લાવી શાહાનશાહ હોમાય નજદીક હાજર કીધો. હોમાયે તેને એવા હાલે દીઠો તેથી તેનાં દિલમાં ભારી દરદ પેદા થયું. તે જોહાકને પુછવા લાગી કે "અય લશ્કરના સરફરાજ પેહેલવાંન! તારો હાલ એવો શિકસ્તે કેમ થયો છે?" જોહાકે તમામ વાત અવ્વલથી તે આખર લગી બ્યાન કરી કહી અને વળી કહયું કે "દારાબે કેહેવાડયું છે

કે કાલ રોજે શેહેર બહાર એ જંગલમાં આવવું કે શાહાનશાહની દામનને બોસો દેઉ." ત્યારે હોમાયે કહ્યું કે એ વાત ખુબ છે. એટલું કહી ખજાનચીને હોકમ કીધો કે એક સરોપાવ બાલાદસ્ત મારી નજદીક લાવે. તેજ વખત તેણે એક ઉંચો સરોપાવ લાવી હાજર કીધો. તે સરોપાવ હોમાયે જોહાકને આપી નવાજ્યો.

---

## સમજાવ્યો જંગી દારાબને વજીર રસનવાદે અને લાવ્યો શાહાનશાહ બાનું હોમાયની હજુર તે વગેરે બીજો હેવાલ.

---

બીજે દાહાડે હોમાય ને વજીર રસનવાદ એક હજાર સવાર સાથે પેલાં જંગલની તરફ ચાલ્યાં. તે જંગલની કેટલીએક મંજલ કાપી ત્યારે તે જંગલમાં દારાબને પોતાની ખાંધ ઉપર પેલું ભારી લાકડું ઉઠાવી બખાડતા શેરની મીસાલે ફરતો દીઠો. રસનવાદે કહ્યું કે "પાદશાહ હોમાય! તું જો કે પેલો દારાબ ફરતો ફરતો એ તરફ આવી પોહોંચ્યો. તું ખુબ રવેશથી જો કે એ તો જેહાં પેહલવાંન રૂસ્તમનો બેટો સોરાબ જીવતો થઇ આવ્યો છે વાસ્તે જો તારો હુકમ હોય તો હું એની નજદીક જાઉં." હોમાયે રજા આપી કે તેજ વખત રસનવાદ પોતાની સાથે પાંચ સો સવાર લઇ તેની સાંમે ગયો. દારાબે તે સવારોને પોતાની નજદીક આવતા દીઠા ત્યારે પોકારતા શેરની મીસાલે તેઓ ઉપર ધસારો કીધો. તેને આવતો જોઇ પેલા પાંચ સો સવારો હોમાયની નજદીક નહાસી ગયા. તેમના મોહોડાંનો રંગ જરદ થયો હતો, તે જોઇ હોમાયે તેઓને પુછ્યું કે "તમારા ઉપર એવો શું અંદેશો આવી પડ્યો કે તમો સર્વે જરદ મોંહો લઇ નાહાસી આવ્યા?" લશ્કરે જવાબ દીધો કે "અય પાદશાહ! તે દારાબ હમારા ઉપર ભારી ગુસ્સાથી ધસ્યો તેની દેહશતથી હમો નાહાસી આવ્યા છીએ." હોમાયે

તેઓને કહ્યું કે "અફસોસ છે કે તમો સર્વે જણે પોતાની આબરૂ ખોહી, સબબ તમો સર્વે લોકો એક આદમીથી દેહેશત ખાઇ પાછા નાહાસી આવ્યા." એ મીસાલની ગુફ્તેગોમાં હોમાય હતી તેવામાં રસનવાદ દારાબને સમજાવી હોમાયની નજદીક લાવ્યો. હોમાયને જોતાં દારાબ કેહેવા લાગ્યો કે "અય પાદશાહ હોમાય! તુંબી કસમ ખાય તો મારાં હાથમાંથી લાકડું ફેંકી દેવું." એ સખુન સાંભળી હોમાયે પોતાનાં મોહોડાંનો પરદો ઉઠાવી પોતાનો ચેહેરો દારાબને દેખાડી કેહેવા લાગી કે "અય શેરની હીમતનાં મરદ! હું ઇરાંન સરજમીનની પાદશાહ હોમાય છું. હું પાક દાદારનાં કસમ ખાઇ કહું છું કે તું નામદાર સાથે કશી વાતે બદી કરૂં નહીં તેમજ કોઇ બીજાનેબી કરવા દેવું નહીં." દારાબે તેની ઝબાનથી એ સુખન સાંભળ્યા કે પોતાનાં હાથમાનું લાકડું શેતાબ દુર ફેંકી દીધું. પછી હોમાયે તેને કહ્યું કે "અય નામદાર! તું ઘોડા ઉપર સવાર થઇ મારી સાથે શેહેરમાં ચાલ." એટલું કહી હોમાય પોતાના ઘોડાની લગામ ફેરવી દારાબને સાથે લઇ આગલ ચાલી. તમામ લશકર પોતાના ઘોડા ફેરવી પોતે પોતાની સંફ મુજબ ચાલવા લાગ્યું. હોમાયની જમણી બાજુએ દારાબ મસ્ત શેરની મીસાલ ચાલતો હતો. તે વખતે હોમાયની નજર દારાબ ઉપરથી એક શાએત ખીસતી નહીં હતી, તેમ દારાબ પણ વખત બેવખત નેધાહ કરતો હતો. તે જોઇ તેના લશ્કરના લોકો માંહોમાંહે કહેવા લાગ્યા કે એ હોમાય તથા દારાબ એક એક ઉપર આશક પડયાં છે. એવી ગુફ્તેગુહ કરતાં શેહેરમાં આવી પોહોંચ્યાં ત્યારે દારાબ તથા હોમાય ઘોડા ઉપરથી નીચે ઉતર્યાં અને હોમાય દારાબને હાથ પકડી મેહેલમાં લઈ જઇ પોતાનાં તખ્ત ઉપર જમણી બાજુ બેસાડયો. પછી હુકમ કીધો તેથી શિતાબ ખાણું લાવ્યા અને સર્વે ખાણું ખાવા બેઠાં. ખાણાંથી તંદરોસ્ત થયાં ત્યારે શાકી લોકો શારાબના શીશા અને જામ લઇ આવ્યા અને ખુશબોદાર શરાબ ફેરવવા લાગ્યા. એવામાં જેહેરૂન નામનો મોબેદ રસનવાદની તરફ નેધાહ કરીને કહેવા લાગ્યો કે "આપણી પાદશાહ હોમાય મારા ધાર્યા પ્રમાણે એ છોકરા ઉપર આશક થઇ છે. કાંયજે રાહમાં આવતાં એક પળ બરાબર પણ હોમાય એ

છોકરાના ચેહેરા તરફથી નજર ફેરવી નહીં અને હાલ પોતાની નજદીક તખ્ત ઉપર બેસાડયો અને વળી એજ મીસાલે ચાહેછ કે આજે રાતને વખત પોતાના અયવાનમાં લઇ જઇ આરામ કરાવે. વાસ્તે કાંઇ તજવીજ કરવી જોઇએ અને હોમાયને આજનો દહાડો ધીરજ રખાવવી જોઇએ કે એ છોકરો કોણ છે તે ખબર પડે." વજીર રસનવાદે તેને જવાબ દીધો કે "એ સખુન હોમાયને મારાથી કહેવાય નહીં કારણ કે એ મહાન પાદશાહ છે." ત્યારે જેહેરૂને કહ્યું કે "તું નહીં કેહે તો હું કેહું." એ રવેશે ગોફ્તેગો કરી તેણે પોતાની જગ્યાથી ઉઠી હોમાયનાં કાનમાં તમામ વાત કહી પણ તે વખતે હોમાય દારાબની મોહોબતમાં ગેરફતાર હતી તેથી તેની વાત પસંદ નહીં કીધી અને કશો જવાબ દીધો નહીં પણ એટલું કહ્યું કે "તું પોતાનાં અંદાજાસર બેસી રેહે. હું સર્વે જાણું છું." જેહેરૂને હોમાયનાં કાનમાં છુપ્યા સખુન કહયા તેથી દારાબે તેને કહ્યું કે "અય બેઅકલ મરદ! તું બુઝર્ગ થયો તોપણ સમજતો નથી જે પોતાના ઘેરમાં મેહેમાંન આવે તેને નેક રવેશથી આબરૂ આપી રાખવો જોઇએ અને તે મેહેમાનની નજદીક કેટલીએક વાતનો મહલાજો કરવો જોઇએ? વળી એક તો મેહેમાંન બેઠેલો હોય તેના દેખતાં પોતાના આદમીઓ સાથે હલુસે વાત નહીં કરવી જોઇએ યા કર્યે તો બાગે બુલંદ આવાજે કર્યે. બીજું એ જે તેની સાથે એક ખુમચામાં બેસી ખાણું ખાવું જોઇએ. ત્રીજું એ કે જ્યાં લગી તે આપણાં ઘરમાં હોય ત્યાં લગ આપણું મોહોડું ખુશી રાખવું જોઇએ અને ગુસ્સે કરી કોઇ સખુન બોલવા જોઇએ નહીં બલકે ઘેરની બીબી ઉપર ગુસાથી પોકારયે નહીં. ચોથું એ કે તેને સુવાની જગો ઉપર પાણીનો કુંજો ભરી મેલીયે. પાંચમું તે પોતે રજા માંગે જે હવે હું મારાં મકાન ઉપર જાવું ત્યારે તેને રજા અપાય પણ આપણે તેને નહીં કહીયે જે તું જા. એટલી ચીજથી તેની આગળ પરહેજ કરવી સજાવાર છે. તું બુઝર્ગ થઇ એકાએક પાદશાહ નજદીક આવી હલુસે વાત કરવા બેઠો પણ તેણે તો તારી વાત નાપસંદ કરી તુંને જવાબ નહીં દીધો તેથી મને એવું ગુમાંન આવે છે કે તમો સર્વે મને મારવાની મસલત કરો છો તેથી હવે

તમારો એતબાર કરવો નહીં અને તમો લોકોનું ખાણુંબી ખાવું નહીં." એવા સુખન કહી પોતે તે જગ્યાથી ઉઠી આગળ ચાલવા લાગ્યો ત્યારે હોમાયે પોતાના ખેદમતગારોને હોકમ કીધો જે એને જવા દેશો ના. ત્યારે દારાબ કેહેવા લાગ્યો કે "તમે લોકોએ મને મારવાનો ચારો કીધો છે પણ હું તમારી હવે ખાતરનીશાં કરૂં છું." એ રીતે બાગે બુલંદ પોકાર મારી કેહેવા લાગ્યો તેવામાં પેલા ખીદમતગાર લોકો દોડતા આવી પોહોંચ્યા કે દારાબનો રસ્તો બંધ કરે. એવો મામલો જોઇ દારાબે એક ખીદમતગારનાં સર ઉપર એક મુકી એવી તો મારી કે તે શખ્સ બેઅખત્યાર થઇ જમીન ઉપર પડયો. સર્વેએ જોયું જે એ તો એ રીતે બેઅખત્યાર મારે છે તેથી કોઇ તેની નજદીક ગયું નહીં, ત્યારે હોમાયે રસનવાદને કહ્યું કે "ઓ બુઝર્ગ દાના મરદ! તું દારાબની નજદીક જા અને એને હરેક તદબીરથી સમજાવી લાવ." તેજ વખત રસનવાદ ગયો પણ દારાબ તો ઘોડા ઉપર સવાર થઇને આગળ નિકળી ચાલ્યો તેથી રસનવાદ પાછો આવ્યો. હવે દારાબનાં ગયાથી હોમાય ઘણી ગમગીન થઇ અને મીજલસનાં દેખાતાં જેહેરૂન ઉપર ગુસ્સે થઇ તાનાજનીથી બોલવા લાગી કે "તમારાં બુરા કામથી દારાબ ગુસ્સો કરી જતો રહયો." હોમાયને તાનાજનીથી બોલતાં જોઇ ત્યારે જેહેરૂને કહ્યું કે "અય પાદશાહ! તારાં ઉપર તમામ લશ્કર બુરૂં ગુમાન લાવી એમ કેહે છે કે હોમાય કોઇ પરદેશી છોકરાને પોતાની પાસે બેસાડયો છે અને તે છોકરાની ઉપર દીવાના આદમીની મીસાલે જોયા કરે છે." ત્યારે હોમાયે કહ્યું કે "હું પાદશાહ છેઉં વાસ્તે મારાં કામ સાથે તમોને શું દરકાર છે? તે કરતાં જો તમારામાં એ દારાબ સંગાથે લડવાની હીમત હોય તો તે પ્રમાણે કરો." સઘળા વજીરોએ કહ્યું કે "હમો એ દારાબ સંગાથે લડવાને તૈયાર છઇએ." ત્યારે રસનવાદની તરફ મોહો કરી કેહેવા લાગી કે "તું શેતાબ ઉઠ અને લશ્કર જમા કર કે તે દારાબ એકાએક આપણી ઉપર ચહડી આવીને આપણો મુલક લઇ લે નહીં." એવો હુકમ કરી સર્વને રવાના કીધા. એમ કરતાં તે દાહડો ગુજરી ગયો અને બીજે દાહાડે તમામ અમીરો દરઘાહમાં આવ્યા ત્યારે

હોમાયે રસનવાદને પુછ્યું કે "અય દાના! તેં દારાબની તદબીર શું કીધી?" વજીરે જવાબ દીધો કે "અય શાહાનશાહ! આપણાં હરએક મુલકો ઉપર નામાં લખ્યાં છે તેથી હરએક તરફથી લશ્કર આવી પોહોંચશે." એ સખુન સાંભળી હોમાય ગમગીન થઇ ખામોશ બેઠી અને પોતાનાં દિલ સાથે અંદેશામાં પડી કે મને મારા બેટા ઉપર તલવાર ઉઠાવવી પડશે અને આકેબત તેમાંથી શું નીપજશે તે મને કાંઇ ખબર પડતી નથી. એ રવેશ તરેહવાર અંદેશો કરતાં ત્રણ દાહડા અને ત્રણ રાત ગુજરી ગઇ ત્યાં સુધી હોમાયે કોઇ સાથે વાતચીત કીધી નહીં.

---

## દીલાસો દીધો હોમાયને જેહેરૂન તથા રસનવાદ વિગેરે ઇરાની અમીરોએ તે વિગેરે બીજો હેવાલ.

ચોથો દાહડો થયો ત્યારે જેહેરૂન તથા રસનવાદ વગરે તમામ અમીરો એકઠા થઇ હોમાયને કેહેવા લાગ્યા કે "અય પાદશાહ! જ્યાં લગી આ જહાંન છે ત્યાં લગ અમો તારા હાથ નીચે કાયમ રેહેજો અને અમો જેવા બંદાના જીવ તારી ઉપર ફેદા હોજો. તું શા વાસ્તે એટલી ગમગીન થઇ બેઠી છે? કદાપી તુંને એ છોકરાની દેહશત પેદા થઇ હોય તો તું પોતાની ખાતર જમા રાખ કે જ્યારે તે મેદાનમાં આવશે ત્યારે હમો સર્વે અમીરો હુમલો કરી તે છોકરાને જીવથી મારીશું, યા તેના મારયા ગયાથી તારો જીવ નાખુશ હોય તો અમો હરેક તદબીરથી તેને તારી નજદીક લઇ આવીશું. પણ તું પોતાનો જીવ ખુશી રાખ કે તેથી તારાં દિલને કાંઇ અજાબ પોહોંચે નહીં." હોમાયે તેને જવાબ દીધો કે "તમો જે કહો છો તેમાનું મારાં દિલમાં કાંઇજ નથી. હું તો કાંઇ દુનિયાઇ સબબથી ઉદાસ થઇ છું તેથી મને કાંઇ પસંદ આવતું નથી." એ વાત સાંભળી તમામ કેહેવા લાગ્યા કે "ચોગાંન દડી રમવા ઉપર તારૂં દિલ લગાડશે તો તારો જીવ આશાયશ પામશે." તે સાંભળી હોમાય મેદાનમાં દડી રમવા નિકળી.

---

# જોશતેજો કીધી જંગી દારાબનાં બાબમાં અને આવી મળ્યો દારાબ પાદશાહ હોમાયને તથા બોલાવ્યો મરદુમ અમીરને તે વિગેરે બીજું દાસ્તાંન.

શાયર લખે છે કે દારાબ હોમાયની મીજલસથી ગુસ્સે થઇ જંગળ તરફ નિકળી ગયો. તેણે ચાહ્યું કે મરવ શેહેરમાં મરદુમશાહની નજદીક જાય. પણ તે જગ્યા ઉપર જવાને પોતાનાં દિલથી કેટલોક દરતો હતો કાંયકે મરદુમશાહ પણ હોમાયને તાબે હતો તેથી પોતાનાં દિલ સાથે કહેતો હતો કે મબાદા તે મરદુમશાહ હોમાયના કહ્યાથી મારી સાથે દગો કરશે વાસ્તે અવ્વલ હું હોમાયની દરઘાહમાં જઇ જોઉં કે ત્યાં શું બને છે? એવો અંદેશો કરી તે જંગલમાંથી ત્રીજે દહાડે પાછો હોમાયની તરફ રાહ માપવા લાગ્યો. એમ કરતાં શેહેરની નજદીક આવી લાગ્યો ત્યાં દુરથી હોમાયનું લશ્કર નજર આવ્યું, તે જોઇ દારાબ ખુશી થતો શિતાબ તે જગ્યા ઉપર જઇ પોહોંચ્યો. ત્યાં જોય શું કે તમામ મેદાન સવારોથી ભરાયલું અને હાથમાં ચોગાન રમવાના દાંડયા પકડેલા સવારોના હર તરફ ઘોડા દોડતા હતા. તેમાં રસનવાદના ગોલામો હોમાયના ગોલામો ઉપર ઘણી મરતબે ગાલેબ આવ્યા હતા. એવો મામલો જોઇ દારાબે હોમાયના એક ગોલામ પાસેથી દાંડી તથા તેનો પોશાક લઇ પોતે પેહેર્યો અને શિતાબ હોમાયની મદદે જઇ પોહોંચી રસનવાદના હાથમાંની દાંડી ઉપર પોતાની દાંડીનો જરબ એવો તો માર્યો કે તેથી તેના હાથમાંની દાંડી ઉડી ગઇ. તેજ વેળા દારાબે તે દાંડીની પછવાડે એક તોલ્લો એવો તો માર્યો કે તે દાંડી હોમાયની નજદીક ગઇ, તેવોજ વળી ઘોડો દપતાવતો આવીને તોલ્લો મારતાં તે દાંડી રસનવાદની તરફ લઇ ગયો. એ રવેશ સાત મરતબે દાંડી જીતી હોમાય તરફ લાવ્યો. એવો મામલો જોઇ બેઉ લશ્કર તથા તમાશગીર લોકો શાબાસ શાબાસ કરવા લાગ્યા. તે જોઇ રસનવાદે ગુસ્સામાં આવી દારાબને ગાળ દીધી, જેથી દારાબે પોતાના હાથમાંની દાંડી તેના

માથામાં મારી, તેના જરબથી તે બુઢો ઘોડાની પીથ ઉપરથી જમીન ઉપર પડયો. તે તમાશો જોતાંજ રસનવાદનાં લશ્કરે દારાબ ઉપર હુમલો કીધો, પણ દારાબે તેઓ ઉપર પોકાર માર્યો. તે કહેવા લાગ્યો કે "મને હોમાયનો સિપાઇ ના સમજતા હું તો દારાબ પોતે છું." દારાબનો અવાજ રસનવાદે પીછાણ્યો જેથી તે જમીન ઉપરથી શિતાબ ઉઠીને કહેવા લાગ્યો કે "ખબરદાર કોઇ એની મુકાબલે જાય નહીં."

હોમાયે દારાબનો અવાજ સાંભળ્યો તેવીજ પોતે ઘોડો દપતાવતી આવી તેનો હાથ પકડી પોતાના સવારોને કહયું કે "તમો સર્વે મેદાનમાંથી શેહેરમાં આવો." એટલું કહી પોતે દારાબ સાથે શેહેરમાં આવી તખ્ત ઉપર બેઠી. પછી પોતાના સર્વે સીપેહસાલારોને ફરમાવ્યું કે "મેં આજથી દારાબને સર્વે લશ્કર ઉપર સીપેહસાલારી આપી છે." એ વાત સાંભળી સર્વે કોઇ ખુશી થયા. ત્યારબાદ સર્વે અમીરોએ પોતાની ગુંજાશ મુજબ દારાબને સરોપાવ તથા જર બક્ષ્યો તે મધે રસનવાદે ઘણોએક નાદર સરોપાવ બક્ષ્યો અને પોતાથી દડી રમતાં જે બેઅદબી થઇ હતી તેની માફ માંગી. તે વેળા દારાબે ખુશી સાથે તેનો ગુનાહ બક્ષ્યો અને સર્વે કોઇ પોતાની અયશ ખુશીથી ચલાવવા લાગ્યા.

હોમાયે દારાબને પીછાણવા માટે અંદેશો કરી પોતાના અમીરોને ફરમાવ્યું કે આપણે કેટલાક પાદશાહો ઉપર નામાં લખી મદદે બોલાવ્યા છે તેઓને તમો પાછાં નામાં લખો કે હમોને દારાબ સાથે સુલેહ થઇ છે વાસ્તે તમો તસ્દી લેશો ના. બીજું મરદુમશાહ અમીરને લખો કે તું બેરીકર છડી સવારી સાથે ઇરાન સરજમીન તાકીદથી આવજે કે તને એક ભેદ પુછવો છે. શાહાનશાહબાનુ હોમાયના હુકમ મુજબ તેના અમીરોએ ઇરાનના સલામી ભરનારા પાદશાહો તથા અમીર મરદુમ ઉપર નામાં લખી એલચીઓ રવાના કીધા.

---

## આવી પોહોંચ્યો અમીર મરદુમશાહ હોમાયની દરઘાહમાં અને મારયો ગયો જંગી દારાબનો બચાવ કરતાં તે જોહાકના હાથ ઉપર તે વગેરે બીજો હેવાલ.

હોમાયનું નામું મરદુમશાહે વાંચ્યું ત્યારે ખુશી થઇ ખાણાંની મીજલસ સમારી પેલા એલચી સાથે એક હફ્તા સુધી મોજ ગુજાર્યા બાદ તે છડી સવારીએ ઇરાન હોમાયની દરઘાહમાં આવ્યો. તેને જોતાંજ હોમાયે પોતાનાં તખ્ત ઉપરથી ઉઠી પાદશાહી મરતબા મુજબ આબરૂ આપી પોતાનાં તખ્તની નજદીક સુનેરી ખુરસી ઉપર બેસાડયો. ત્યારબાદ હોમાય મરદુમ-શાહને પુછવા લાગી કે "તું મને દારાબના ભેદથી વગર હરકતે વાકેફ કરે તો મારાં દિલનો ભેદ હું તારી નજદીક ખોલી કહું." મરદુમશાહે શાહાનશાહબાનુ હોમાય પાસે પોતાના જીવની પનાહ માંગી. હોમાયે કહયું કે "તું વગર ધાસ્તીથી મને નામદાર દારાબનો ભેદ ખોલી કહે!" ઇરાનની શાહાનશાહબાનુ હોમાયની ઝબાનથી એ સખુન સાંભળીને મરદુમ-શાહે આખરથી અવ્વલ સુધીની વાતથી તેને વાકેફ કીધી. મરદુમ કહેવા લાગ્યો કે "હું એટલું નથી જાણતો કે એ છોકરો કોણ નામદારનો છે?"

હોમાયે એ વાત તે શાહની ઝબાનથી સાંભળી ત્યારે મુકરર કહયું કે "એ છોકરો તો મારોજ છે પણ હું તે કેમ કરી કહી શકું? હવે મારૂં કોઇ કહેલું કબુલ કરવાનું નથી." એવો પોતાનાં દિલ સાથે અંદેશો કરી પોતાના સર્વે મીજલસીઓને તથા મરદુમશાહને બોલાવી ખાણું ખાવા બેઠી. ખાણાંથી ફારેગ થયા પછી સુનેરી પોશાકની સાકીણીના પાદશાહોની યાદમાં પેદરપે શરાબ પાવા લાગી. દારાબ શરાબથી મસ્ત થયો કે મસ્તીની મોજમાં ઉઠી પાદશાહ હોમાયને ગોદમાં પકડી જેમ બચ્ચું માય ઉપર પ્યાર કરે તે મીસાલે બોસા દેવા લાગ્યો. એવો બનાવ સર્વે અમીરોની મીજ-લસમાં બન્યાથી સર્વે કોઇને જબુન લાગ્યું તેના સબબથી રસનવાદે બીજા

અમીરો ઉપર ગુસ્સાથી જોયું તેથી સર્વે કોઇએ દારાબને મારવાનો કસદ કીધો. તેઓ એકેદમ શોર કરી ઉઠયા કે "અય કમબખત! તું બેગાનાને આવી મોતેબરી મળવે તેં હમારા કયાનીઓનાં નામને ખરાબ લગાડયું છે વાસ્તે હવે તું મોત શિવાય બીજું જોવાનો નથી." એટલું કહી ચોતરફથી તેઓએ દારાબને ઘેરી લીધો. દારાબે પોતાની આસ્તીન ઉંચી ચહડાવી મુકકીઓના જરબથી કેટલાક ઇરાની અમીરોનાં સર કુટી નાખ્યાં.

જોહાકે એવી ફરસુદનો વખત દીઠો ત્યારે તે તલવાર ખેંચીને દારાબ ઉપર ધસ્યો. મરદુમશાહે જોહાકને તલવાર ઉઠાવી દારાબ ઉપર ધસતાં દીઠો તેથી પોતે તેની મુકાબલે થયો કે દારાબને બચાવે. એવામાં ખુની જોહાકે એક જખમ તેનાં સર ઉપર મારયો તેથી તે બીચારો બે ચીરીયાં થઇ જમીન ઉપર પડયો. એવો મામલો દુરથી દારાબે દીઠો તેથી શેતાબ હોમાયની નજદીકથી પાંનદાંન ઉઠાવી જોહાકને મારી તેથી જોહાકે પોતાનું સર ચોરાવ્યું, જે તાશ જઇ જેહેરૂન અમીરનાં સરને લાગી તેજ વેળા બુઝર્ગ અમીર જાનથી ગયો. ફરી દારાબે જોહાક ઉપર હુમલો કીધો અને તેના હાથમાંથી તલવાર છીનવી લઇ એક મુકકી તેની ગરદન ઉપર એવી તો મારી કે તે જોહાક બેહોશ થઇ જમીન ઉપર પડયો. દારાબે જાણ્યું કે એનો જાન નિકળી ગયો એવો ઇરાદો પોતાનાં મન સાથે કરી સર્વે અમીરો તથા સીપાઇઓને કહ્યું કે તમારામાં મરદાંનગી હોય તો હવે મારાં મેદાંનમાં આવો. હોમાયે દારાબના હાથમાં સમશેર જોઇ ત્યારે વિચાર કીધો કે હવે ખુનરેજી શિવાય બીજુ કાંઇ નિપજવાનું નથી. એવો અંદેશો કરી હુકમ કીધો કે શાકી આવીને એક જામ શરાબની મને તથા એક દારાબને આપે કે એ બખેડો નરમ પડી જાય. પણ ઇશારામાં શાકીને જણાવ્યું કે દારબની જામમાં બેહોશ દારૂના કતરા નાખી આપ, કે તેથી એ શિતાબ આપણાં કબજામાં આવે. એવો એતેફાક કરી દારાબને બેહોશ શરાબ પાઇ બંધવો કરીને બંધીખાને કેદ કરાવ્યો જેથી સર્વે ફેસાદ બરતરફ થઇ ગયો, અને સર્વે ઇરાની અમીરોએ પોતાનાં મકાન ઉપર જઇ ખુવાબ કીધો.

રોશન રોજ જાહેર થયો ત્યારે હોમાય તખત ઉપર આવી બેઠી. એવામાં જેહેરૂનના છોકરા પોકાર ઉઠાવતા તખત આગળ આવી પોહોંચ્યા. તેઓએ દારાબ ઉપર પોતાના બાપનો કીનો લેવા માંગ્યો. હોમાયે કહ્યું કે "મેં જેહેરૂનના ખુનના બદલામાં દારાબને બંદીખાને મોકલ્યો છે અને જોહાકની રાહ જોઉં છું સબબ કે તેણે મરદુમશાહને મારયો છે અને મકર કરી નાહસી ગયો છે વાસ્તે તે જોહાકને તમો પકડી લાવો તો હું એ બન્ને જનને સુલી ઉપર ચહડાઉં અને તેઓનો કીનો લઉં." પાદશાહથી એવા સુખન સાંભળ્યા કે તેઓ જોહાકની શોધ કરવા લાગ્યા પણ તેની કાંઇ પણ નિશાન પામ્યા નહીં.

---

## દારાબને ગરદન મારવા કાહાડયો ત્યાં આવી લાગ્યો જોહાક તે વગેરે બીજો હેવાલ.

---

જેહેરૂનના છોકરાઓએ જોહાકની ઘણીએ જોસ્તેજો કીધી પણ તેની નિશાન પામ્યા નહીં ત્યારે ફરી બીજે દિને હોમાયની દરબાહમાં આવી કેહેવા લાગ્યા કે "અમોએ તો જોહાકની ઘણી તલાસ કીધી પણ તે અમારે હાથ લાગ્યો નથી વાસ્તે તું ઇનસાફની રાહે દારાબને અમારે હવાલે કર." હોમાયે તેઓને ગુસ્સાથી કહ્યું કે "જ્યાં સુધી જોહાક પકડાય નહીં ત્યાં સુધી હું દારાબને મારૂં નહીં." એ જવાબ સાંભળી સર્વે અમીરો કેહેવા લાગ્યા કે "અમોને ખબર છે કે તેં આગળ રહી એવો ફેસાદ શોધી કાઢયો છે વાસ્તે હમો તારી પાદશાહી ઉપર રાજી નથી. અમો કોઇ બીજા મરદને એ તખત ઉપર બેસાડયે છીયે." એટલું કહી સર્વે હોમાયથી ફરી બેઠા. એવો મામલો હોમાયે દીઠો ત્યારે પોતાનાં મન સાથે કેહેવા લાગી કે હવે દારાબને એ લોકોને હવાલે કરયા શિવાય બીજો કોઇ ચારો નથી. હોમાયે એવો અંદેશો કરી રસન.

વાદને કહ્યું કે "હું તમોથી નાચાર થઇ છું વાસ્તે તમો દારાબને શેહેરથી બાહેર જંગળમાં લઇ જઇ મારો."

એ સખુન સાંભળી રસનવાદે ખુશી સાથે પોતાના માણુસો લઇ દારાબના બંદીખાનામાં જઇ તેને બહાર કહાડયો. દારાબ કહેવા લાગ્યો કે "તમો મને કયાં લઇ જાવો છો?" તેઓએ કહયું કે "અમો પાદશાહ હોમાયના હુકમથી તને ગરદન મારવા જંગલમાં લઇ જઇયે છીયે." દારાબે તેઓને કહયું કે "તમો મને હોમાયની નજદીકથી લઇ જાવો કે મારે તેની સાથે એક વાત કરવી છે." પણ તે લોકોએ દારાબનું કહેવું સાંભળ્યું નહીં અને આગળ ચાલવા લાગ્યા. એ ખબર જોહાકને થઇ તેજ વખત જોહાકે આવી રસનવાદને કહયું કે "તું એ દારાબની રશી મારા હાથમાં આપ કે હું એને એક બીયાબાનમાં લઇ જઇ મારૂં." તેથી રસનવાદે રશી આપી તે લઇ જોહાક આગળ ચાલ્યો. એમ કરતાં બીયાબાન જંગલમાં જઇ પોહોંચ્યા ત્યાં એક મોટો ગાર હતો તે ગારમાં દારાબને ઉભો રાખ્યો. એવી આફત જોઇ દારાબ પોતાનું સર ઉંચુ કરી હકતાલાને યાદ કરીને કહેવા લાગ્યો કે "અય બારેતાલા! તું એવાં બીયાબાન જંગલમાં મને મદદ કરજે અને નાપાક મુદઇના હાથથી મને બચાવજે. તું શીવાય મારો કોઇ આ જંગલમાં મદદગાર નથી." દારાબ ખોદાતાલાની દરધાહથી મદદ માંગતો હતો તેવામાં જોહાકે એક જલ્લાદને ફરમાવ્યું કે "શિતાબ એનાં તન ઉપરથી સર જુદું કર." તેજ વખતે જલ્લાદે તલવાર ખેંચી કે દારાબનું સર જુદું કરે તેટલાં એકાએક તોફાંની વટોળીઓ એવો સખત થઇ આવ્યો કે પેલો જલ્લાદ દારાબથી કેટલો દુર જઇ પડયો અને તેના હાથમાંની તલવાર પણુ દુર જઇ પડી. રસનવાદ તથા તથા જોહાક અને બીજા સવારો જમીન ઉપર પડી લેટવા લાગ્યા. જોહાકે એવું દીઠું ત્યારે તેણે પોતે ધણીક સખતીથી ખડતો પડતો આવી દારાબ ઉપર તલવાર ખેંચી પણ વાયુ એવો તો ગાજતો હતો કે તેના પગ જમીન ઉપરથી ઉંચકાઇ જતા હતા. તેવામાં એક જીહાંગાર અઝદા જોહાક ઉપર દોડતો આવી પોહોંચ્યો, જેને આવતો જોઇ જોહાક તથા સર્વે લશ્કર ત્યાંથી હોમાયની નજદીક નાસી આવ્યું. હોમાયે પુછ્યું કે "દારાબનું

શું કીધું?" ત્યારે સર્વેએ તે જંગલમાં જે બન્યું હતું તે સઘળું કહયું. એ વાત સાંભળી હોમાય પોતાનાં લશ્કર સાથે શિતાબ તે જગ્યા ઉપર જઇ પોહોંચી. ત્યાં દારાબને નાચાર થઇ બેઠેલો દીઠો અને તેની નેગેહબાની માટે પેલા ભારી અઝદાને સર ઉઠાવી બેઠેલો જોયો. પેલા અઝદાએ હોમાયને દારાબની બેરખાહીમાં આવેલી જાણી ત્યારે તે પોતાનું સર ફેરવી ત્યાંથી નિકળી ગયો.

ખોદાતાલાથી એવો બનાવ જોઇ હોમાયે શિતાબીથી દારાબની નજદીક જઇ તેને બહાર કહાડી ઇરાનમાં લાવી બંધ કીધો. એવો મામલો જોઇ સર્વે ઇરાની અમીરો પાછા નાખુશ થયા. તેઓ ગુસ્સો કરી ફરી હોમાયની દરઘાહમાંથી ઉઠી ગયા.

---

## ખ્વાબ જોયો હોમાયે ને દારાબે તેમાં અસફંદીયાર તથા બહમને ભેદ જણાવ્યો અને ઓળખ્યાં હોમાય તથા દારાબે એકબીજાંને તે વગેરે બીજો હેવાલ.

---

હોમાયે ખ્વાબમાં સીપેહસાલાર અશફંદીયારને દીઠો જેણે આવી હોમાયનાં સર ઉપરથી તાજ ઉઠાવી દારાબનાં સર ઉપર મુકયું અને હોમાયને તખ્ત ઉપરથી નીચે ઉતારી દારાબને બેસાડયો. પછી હોમાયને નસિહત કીધી કે "અય શાહાનશાહબાનુ! તેં પોતાના ફરઝંદને પાદશાહીની લાલચ માટે એ હાદેશામાં નાખ્યો છે તો યઝદાં સાહેબની નજદીક તું શું મોહ દેખાડશે?" એટલું કહી તે ચાલી ગયો. એવામાં વળી બેહેમન શાહને દીઠો કે જેણે આવી હોમાયને પાછી તખ્ત ઉપર બેસાડીને નસિહત કીધી કે "દારાબની સાથે તું ફરીને એવી બેવફાઇ ના કરતી. એ દારાબ તો તારોજ બેટો છે વાસ્તે સમજીને ચાલજે," એટલું કહી તે પણ રવાના થયો.

હોમાય ખ્વાબથી બેદાર થઇ તેવીજ દારાબ પાસે ગઇ. તે હોમાયને જોઇ કહેવા લાગ્યો કે "મેં આજ રાતે આ ખ્વાબ દીઠો તે શું હશે?" જ્યારે હોમાયે તેનો ખ્વાબ સર્વે રીતે પોતાનાને મળતો સાંભળ્યો ત્યારે પોતેબી કહેવા લાગી કે "મેં પણ એજ મિસાલનો ખ્વાબ દીઠો છે વાસ્તે હવે આપણી ઉપર બારેહકતાલાએ બક્ષેસ કીધી કે આપણા ભેદથી આપણુને જુદાં જુદાં વાકેફ કીધાં છે મગર હજુર શું બને છે તે જોઇએ?" એટલું કહી પાછી પોતાનાં મકાન ઉપર આવી અને બામદાદમાં તખત ઉપર આવી બેઠી. પછી હુકમ કીધો કે "સર્વે દરબાર તૈયાર થાય કે આપણે દારાબનો કાંઇ રસ્તો જોઇ કાહાડયે." સર્વે કચેરી આરાસ્તે થઇ ત્યારે હોમાયે હુકમ કીધો કે દારાબને લાવે. દારાબને મીજલસમાં લાવી ઉભો કીધો ત્યારે હોમાયે તમામ ઇરાની અમીરોને કહ્યું કે "હું તમારી સોડેથી દારાબનો ગુનાહ માંગી લઉં છું, સબબ કે દાદાર હોરમજદ એનો નેઘેહબાંન થઇ આપણા હાથમાંથી એને બચાવે છે તો આપણે નાહક શું કરવા એના ગુનેહગાર થઇએ? વાસ્તે હું એ જંગી શાહજાદાને છોડી દેવા ચાહું છું."

એવા સુખન હોમાયની ઝબાનથી સાંભળી જેહેરૂનના છોકરા ઉઠી ઉભા થયા કે "અમો એને જીવતો જવા દેનાર નહીં. તું અમોને હુકમ આપ કે અમો એને ગરદન મારયે." એવી કેટલીક બેલગાંમ વાત બોલવા લાગ્યા ત્યારે હોમાયે વિચાર કીધો કે બારેતાલા દારાબનો નેઘેહબાંન છે તો એના એક બાલનેબી નુકસાન થનાર નથી. એવો અંદેશો કરી પોતે જલ્લાદને ફરમાવ્યું કે દારાબને ગરદન મારે. તેજ વખત જલ્લાદે આવી દારાબની આંખે પાતો બાંધ્યો. દારાબ તથા હોમાય બન્ને જન નાચાર થઇ હકતાલા પાસે છુપી દુવા માંગવા લાગ્યા કે "અમે બેગુનાહને તું આ વખત સાંભળજે. તું યઝદાં વિના એ વખત હમારો મદદગાર કોઇ નથી." એવામાં જલ્લાદે તલવાર ખેંચી ચાહ્યું કે દરાબનું સર જુદું કરે, પણ જેવો તે તલવારનો હાત મારવા જાય છે કે ખોદાની કુદરત એવી બની કે તલવાર હાથથી તુટી દુર જઇ પડી ને તે બે કકડા થઇ ગઇ. એવો મામલો જોઇ

હોમાયે હુકમ કીધો કે "શેતાબ એ દારાબનો પાછો બંદીખાને લઇ જાઓ. આપણે એને મોતથી આજાદ કરી કાલ રોજે શેહેરથી બાહર કાહડી એને કહીએ કે ફરીને આપણા શેહેરમાં આવે નહીં." ત્યારે સર્વે કોઇ ખુશી થયાં. દારાબને બંદીખાને પાછો કેદ કીધો. હોમાયની મીજલસ બરખાસત થઇ.

હોમાય મધરાતને વખત દારાબના બંદીખાના દરમ્યાન ગઇ અને દારાબને કેહેવા લાગી કે "અય માદરના જીવ! તારા ઉપર બધી દરબાર નાખુશ છે. બીજું આપણી ઉપર ખોટું તોહોમત મુકે છે કે હોમાય તથા દારાબ બન્ને બીજાંના આશનાવ છે વાસ્તે એ વખતને બચાવી થોડા દન તું પરદેશની મુસાફરી ગુજાર, તેટલાં હું કાંઇ એવી તદબીર કરૂં કે કોઇ આપણને બદનામ કરે નહીં. આખર એ પાદશાહી તારીજ છે." દારાએ કહ્યું કે "માદર તું કહે છે તે દરૂસ્ત છે. મારોબી વીચાર છે કે એક વખત હું હોરમજદને મળી ખરો ભેદ પામું." હોમાયે પોતા પાસે ત્રણ ગોહર ઘણાં કીમતી હતાં તે કાહાડી દારાબને આપ્યાં અને દુવા દીધી કે "તું ખુશી સાથે પોતાના નયાગાનનાં તખ્ત ઉપર વેહેલો આવી બેસજે." એ તરાંહથી મસલહત કરી મા દીકરાએ એક બીજાંને બગલગીર કીધી. તેઓએ એક મેકની જુદાઇ માટે બેહદ જારી કીધી. આખર હોમાય પાછી મેહેલમાં ગઇ.

---

## ખલાસી બક્ષી હોમાયે જંગી દારાબને અને મરદુમના કીનામાં તે શાહજાદો જોહાકને કતલ કરી મુલકગીરીમાં નિકળ્યો તે વિગેરે બીજો હેવાલ.

---

બામદાદ થઇ ત્યારે હોમાય પોતાનાં તખ્ત ઉપર આવી બેઠી તે જોઇ દરબારના સર્વે અમીરો આવી પોત પોતાની જગ્યાએ બેઠા. હોમાયે હુકમ કરી દારાબને બંદીખાનેથી મંગાવ્યો અને તેના બંધ ખલાસ કરાવ્યા. તેણે દારાબને કહ્યું કે "આ વખત મેં તથા સર્વે અમીરોએ તારો ગુનાહ માફ

કીધો છે. અમો તને હમારાં શેહેરમાંથી જીવતો બાહાર કહાડયે છીયે વાસ્તે તું જો આ શેહેરમાં એવો ફેસાદ ફરીને કરશે તો તું સલામત જનાર નથી." એટલું કહી હુકમ કીધો કે એને એક ઘોડો તથા લડાયક અસબાબ લાવી આપે કે એ જવાન કોઇ દેવ યા જનાવરનો શેકાર થતાં બચે. ખાસ ખીદમતગારોએ તે હુકમ બજાવ્યો. ફરીથી હોમાયે દારાબને કહ્યું કે "આ ઘોડો તથા હથિયાર હું તારા બચાવ માટે આપું છું તે તું લઇ મારાં શેહેરમાંથી જા." ત્યારે દારાબે કુરનશ બજાવી પેલાં હથિયાર તનપર પેહેડી લઇ તલવાર ઉઠાવી જોહાક બેઠેલો હતો ત્યાં જઇ એક જરબ તેને માર્યો તેથી તે એક જોહાકના બે જોહાક થઇ ગયા. તે કીનો લીધા પછી દારાબ ઘોડા ઉપર સવાર થઇ વિજળી મિસાલ આગળ નિકળી ગયો.

હવે દારાબ રાત દીન આગળ ચાલતો જતો હતો તે કેટલેક દહાડે એક જંગલમાં જઇ પોહોંચ્યો. ત્યાં એક ગોરખર તેની નજરે પડયો કે જેની પછવાડે બે સવારો આવતા હતા, તે જોઇ પેલાં ગોરખરને કમંદના પેચમાં પકડી લીધો. તેવામાં પેલા બે સવારોબી આવી પોહોંચ્યા. તેઓ દારાબ ઉપર પોકાર મારીને કહેવા લાગ્યા કે "તું હમારા શેકારને પકડનાર કોણ?" દારાબે જવાબ દીધો કે "તમોથી પકડાયો નહીં તેથી મેં પકડયો છે. તમને જોઇતો હોય તો લઇ જાવ મને એની જરૂર નથી. કદાપી તમો નહીં લેશો તો હું છોડી મુકીશ." દારાબથી તેઓએ એવા સખુન સાંભળ્યા ત્યારે તે બે ભાઇઓ તેને એકી નજરે જોવા લાગ્યા પણ કાંઇ બોલ્યા નહીં તેથી દારાબે પેલાં ગોરખરને છોડી દીધો અને પોતે શેહેર તરફ ચાલવા માંડયું. એવો મામલો જોઇ પેલા બે ભાઇઓ ઘોડા દપતાવતા દારાબની મુકાબલે આવી કહેવા લાગ્યા કે "તું એવો કોણ કે અમારાં ગોરખરને છોડી ચાલતી પકડે?" તેઓને દારાબે કહ્યું કે "તમોને ગોરખરનો શોક હોય તો જંગલમાંથી પકડો. મેં તમને પુછ્યું ત્યારે તમો બોલ્યા નહીં તેથી મેં તેને છોડી મેલ્યો." દારાબને મોહોડેથી એવા સવાલ જવાબ સાંભળ્યા તેથી વડો ભાઇ ગુસ્સામાં આવી દારાબને ગાળ દેવા લાગ્યો. દારાબે તેના મોહોડાં ઉપર ચાબુક માર્યો તેથી તેના મોહોડાંમાંથી લોહી

જારી થયું. એવો મામલો જોઇ ન્હાનો ભાઈ તલવાર ઉઠાવી કેહેવા લાગ્યો કે "અય સવાર! અમો પાદશાહ કનતરશના બેટા છીએ અને આ યમન શેહેરના અમો શાહજાદા છીએ. મારૂં નામ મેહરનોશ અને મારો બેટો ભાઇ દારાંનોશ નામ ધરાવે છે. વાસ્તે અય જવાંન! હવે તું મારી તલવારનો જરબ સંભાળ." એટલું કહી દારાબ ઉપર તલવાર મારી. તેનો જરબ દારાબે રદ કરી નાખ્યો અને કેહેવા લાગ્યો કે "તમો પોતાના માર્ગે જાવો. તમો મારી તાબેશ રાખી શકશો નહીં." દારાબનું એટલું કેહેવું કે દારાંનોશબી તલવાર ઉઠાવી દારાબ ઉપર જઇ પડયો, જેથી તેઓને ચાબુકનો માર મારવા લાગ્યો અને તેઓના જરબ પોતાની ધાલ ઉપર રદ કરવા લાગ્યો. એમ કરતાં બે ભાઇઓ શમશેર પડતી મુકી તીરનો વરસાદ વરસાવવા લાગ્યા. પણ દારાબ આજેજ થયો નહીં, અને પોતાની તલવાર ઉઠાવી તેણે એક જરબથી દારાંનોશનો એક હાથ કાપી નાખ્યો અને બીજો જરબ મેહેરનોશ ઉપર માર્યો તેથી મેહેરનોશનું સર તનથી જુદું થયું. એવો મામલો જોઇ દારાંનોશ ઘોડાની લગાંમ ફેરવી પોતાનાં શેહેર તરફ નાસી ગયો. દારાબે પોતાનાં મનમાં વિચાર કીધો કે એ છોકરો જઇને એના બાપને કેહેશે તો તે મારી ઉપર લશ્કર સાથ શિતાબીથી આવી પોહોંચશે. વાસ્તે મારે કોઇ આશરો પકડી ઉભું રહેવું જોઇએ. દારાબ એવો અંદેશો કરી એક પાહાડ ઉપર ચહડી બેઠો.

---

## લડાઇ કીધી દારાબે યમનના પાદશાહ કનતરસ સાથ તે વગેરે બીજો હેવાલ.

જ્યારે દારાંનોશને તેના બાપે એક હાથ કાપેલો જોયો ત્યારે પુછવા લાગ્યો કે "અય મારા અઝીઝ બેટા! તારો હાથ કોણે કાપ્યો અને મેહરનોશ કયાં છે?" દારાંનોશે સર્વે હકીકત પોતાના બાપને કહી તેજ વખત કનતરશે એક પોકાર મારી હુકમ કીધો કે "શિતાબીથી તે જંગલની

તરફ સર્વે હબશીઓ ચાલે." એ હુકમ સાંભળતાંજ સર્વે લશ્કરી સિપાઇઓ તે જંગલ તરફ ચાલવા લાગ્યા. ત્યાં જઇ પોહોંચ્યા ત્યારે જોય છે તો દારાબ પોતાના હાથમાં તીર કમાન પકડીને એક પાહાડ ઉપર પોતાની હુશીયારીમાં ઉભો છે અને શાહજાદા મેહરનોશને જમીન ઉપર મરવા પડેલો દીઠો. એવો ગજબ જોઇ સર્વે જંગી લશ્કરે દારાબ ઉપર હુમલો કીધો. તે લશ્કરને જોઇ જંગી દારાબ તે પાહાડ ઉપરથી તીરનો વરસાદ વરસાવવા લાગ્યો. તેનાં એકેક તીરે બબ્બે હબશીઓ સીવાતા હતા પણ દારાબ ઉપર તો કોઇનો તીર લાગુ પડતો હતો નહીં. કનતરશે પોતાનાં લશ્કર ઉપર એવો મારો જોયો ત્યારે સર્વેને પોકાર મારી કહ્યું કે "તમો લડાઇ બંધ કરો! હવે સાંજનો વખત થયો છે વાસ્તે કાલ રોજે બામદાદે આપણે એ સવારને જીવતો મેલનાર નથી." એટલું કહી તે પાહાડની આજુબાજુ ચોકી મુકી. વળી કહ્યું કે "એ છોકરાની ખુબ તલાશ રાખજો. મબાદા એ નાહાસી જશે તો આપણે મેહેનતમાં આવી પડશું." એટલું કહી શેહેરમાં ગયો, ત્યાં જોય છે તો દારાંનોશેબી પોતાનો જાન ખોહ્યો છે. એ બનાવ જોઇ તે જારએજાર રડવા લાગ્યો. તેણે સારી રાત બેટાનો ગમ કીધો પછી બામદાદ વખતે પોતાનાં લશ્કર સાથ કીના ભરેલો થઇ તે પાહાડની નજદીક ગયો. તેણે હુકમ ફરમાવ્યો કે સર્વે પોતાનાં સર ઉપર ધાલ પકડી એ પાહાડ ઉપર ચહડી જઇ એને પકડો. જ્યારે દારાબે ચોતરફથી બેશુમાર હબસી લશ્કરને પાહાડ ઉપર ચહડતું દીઠું ત્યારે તેણે વિચાર કીધો કે મારે પાહાડ ઉપરથી નીચે ઉતરવું જોઇએ, ફરાગાત જગ્યા હશે તો હું એ હબસી લશ્કરથી મારો બચાવ કરી શકીશ. એવો અંદેશો કરી તે ઘોડા ઉપર સવાર થઇ તલવાર ઉઠાવી હબસી લશ્કર ઉપર શીતાબ જઇ પડયો અને હરતરફ ઘોડો ડપતાવતો લશ્કરના સિપાહોને જમીન ઉપર નાખવા લાગ્યો. તે સખત મારના સબબથી હબસી લોકો ઘણા આજેજ આવી ગયા. તે જોઇ કનતરશે પોતાનાં લશ્કરને હુકમ કીધો કે હાલ એ લડાઇ બંધ કરો. તે હુકમ સાંભળી સર્વે લશ્કર એક બાજુ સફ સમારી ઉભું, તે જોઇ દારાબથી દુર જઇને પેલા સવારો તથા પાદશાહને મસત ચીત્તાની મીસાલે ઘુરકતો ઉભો રહ્યો.

તે પાદશાહે એક એજબને દારાબ પાસ મોકલી કેહેવાડયું કે "તું કયાં શેહેરનો રેહેનાર છે? તારૂં નાંમ શું છે? તેં શા સબબથી મારાં શેહેરમાં આવી ફેસાદ ઉઠી ઉભો કીધો છે?" એજબે જઇ દારાબને પાદશાહનો પેગામ કહયો ત્યારે દારાબે તેનો જવાબ વાળ્યો કે "મારૂં નામ દારાબ કરી કહે છે અને હું પાદશાહ અશફંદીયારના બેટા બેહમનનો બેટો કેહવાઉં છું. હાલ મારી માદર શાહાનશાહબાનુ હોમાય ઇરાનનાં તખત ઉપર બેસી આશાયશથી પાદશાહી કરે છે અને હું એકલો મુલકે મુલક ફરી સર્વે પાદશાહોને તેના તાબા હેઠળ કરી સલામી કબુલ કરાવતો ફરૂં છું. તુંબી સલામીનું ખત મને કરી આપે તો હું મારે રસ્તે ચાલ્યો જાઉં." એજબે જઇ દારાબનો પેગામ કનતરશને કહ્યો તે સાંભળી તેણે પોતાના ભાઇ શમદુન જંગીને હુકમ કીધો કે તું જઇને એ ઇરાનીના મુશકા તંગ કરી એને મારી નજદીક લાવ. પોતાના ભાઇ પાદશાહ કનતરસ જંગીનો હુકમ સાંભળી શમદુન જંગી પોતાની ભારી દાંગ ઉઠાવી ઉંઠની મીસાલનાં ખચર ઉપર સવાર થઇ દારાબની મુકાબલે જઇ ઉભો.

---

## લડાઇ કીધી શમદુન જંગીએ દીલાવર દારાબ સાથે અને મારયો ગયો શમદુન તે વિગેરે બીજો અહેવાલ.

જંગી દારાબે તે હબશીપર નજર કીધી તો જોય શું કે એક દોજખનો અહેરેમન પોતાની ખાંધ ઉપર પાહાડ મીસાલનું ભારી કુટકુ લઇ આવ્યો છે તેને દારાબ બખાડતા શેર મીસાલે પોકાર મારી પુછવા લાગ્યો, "અય બુરી શીકલના હબસી! તારૂં નામ શું છે." તેણે જવાબ દીધો કે "મારૂં નામ શમદુન જંગી કરી કહે છે અને હું પાદશાહ કનતરશનો ભાઇ છું. તું હવે જો કે આ મારી દાંગના એક જરબથી તને સલામીનું ખત કરી હોમાયની તરફ મોકલું છું." એ કેહતાંજ તે પોતાની દાંગ ઉઠાવી

દારાબ ઉપર દોડયો. દારાબે જોયું કે એ હબસીની દાંગની ચોટ મારાં સર ઉપર પડશે તો તે મને શુરમાની મીસાલે બારીક કરી નાખશે. એવા વીચારથી દારાબે એક તીર કમાન ઉપર ચઢાવીને જોરથી પેલા હબસીની દાંગવાળી બાજુમાં મારયો. તે તીર બાજુ વીંધી પાર નિકળી ગયો તેથી તેના હાથમાંની દાંગ તુટી પડી તે લાગ જોઇ બીજો તીર શીનામાં મારયો જેના જખમથી શમદુને ખાક ઉપર પડી પોતાનો જાન હવાને સોંપ્યો. હવે દારાબ તેની દાંગ ઉઠાવી ઉભો રહ્યો. કનતરશે પોતાના ભાઇને મુવેલો દીઠો ત્યારે પોતાનો લેબાસ ચાક ચાક કીધો. તે કેહેવા લાગ્યો કે "મારાં લશ્કરમાં હવે બીજો કોઇ એ દલેર સવારની મુકાબલે જાય એવો નજર આવતો નથી."

પાદશાહથી એ નાઉમેદીના સખુન સાંભળી પથરફેંકુ લશ્કરનો એક સરદાર ઘણો ચાપલુશી ભરેલો, દોડવામાં પવનની મીસાલનો તેજ અને કુદવામાં ચીત્તાની મિસાલે હતો, જેને શમનદાક જંગી કરી કહેતા હતા, તેણે આવી પાદશાહને ધીરજ આપી કે "તું કાંઇ ફકર ના કર, હું એ દારાબનાં મેદાનમાં જઇ એના જીવની ગેરદ કહાડી નાખું છું." વળી કહ્યું કે "તું લશ્કર સાથે મારી પછવાડે આવી એને વચમાં ઘેરી લે કે આપણે તેની ઉપર તાકીદે ગાલેબ આવીશું." એમ કહી શમનદાક એક ભારી પત્થર ઉઠાવી દારાબ ઉપર દોડયો. તેને આવતો જોઇ દારાબે કમાન ઉપર તીર ચહડાવી તેનો એક કાન વીંધ્યો જેના જખમથી તે જમીન ઉપર પડયો તેવામાં કનતરશે લશ્કરને ફરમાવ્યું કે "શીતાબ દારાબને ચોતરફથી ઘેરો!" તેજ વખત દારાબને વચ્ચે ઘેરી લીધો અને કોઇ સમશેર, કોઇ માહીના કાંતાનાં હથિયાર, કોઇ કમંદ તથા ખંદગી તીરનો માર ચલાવા લાગ્યા. એવો બનાવ દારાબે પોતા ઉપર જોયો ત્યારે શમદુનવાલી દાંગ ઉઠાવી હબશીઓનાં મગજ કુટવા લાગ્યો. તેણે કીહા રાતનો વખત થયો ત્યાં તલગ ઘણાક હબશીઓની લોથના ટેકરે ટેકરા તે જંગલમાં કરી નાખ્યા, ગોયા તે જંગલ બસ મુવેલા માણસોનુંજ વસેલું હોય. આ સખત

લડાઇ કીધાથી તથા પેલી ભારી દાંગ ઉઠાવ્યાથી શેરને પીતેનો દારાબ ઘણો સુસ્ત થઇ ગયો હતો. એવો ફાવતો વખત જોઇ ફરી સમનદાકે ભારી પત્થર ઉઠાવ્યો અને પોકાર પાડતો દારાબ ઉપર દોડયો. તે શોહોરના અવાજથી દારાબનો ઘોડો ચાલાકપાંઉ થઇ નહાસવા લાગ્યો. તે ઘોડાને દારાબે ઘણોબી થોભાવ્યો પણ પેલો નાપાક હબશી એવી તો ચીસ મુકતો કે ઘોડો તેની ચીસની તાબેસ રાખી શકતો હતો નહીં. તે આખર દારાબને લઇ નહાસવા લાગ્યો ત્યારે સમનદાકે પછવાડેથી એક પત્થર દારાબના સરમાં માર્યો તેના જખમથી તેનું માથું ફાટી લોહી જારી થયું. દારાબે જોયું કે હવે પાહાડ ઉપર ચહડી જવું બેહતર છે, નહીં તો એ નાપાકોના હીચકારા મારથી હું માર્યો જઇશ. દારાબ એવો અંદેશો કરીને પાહાડ ઉપર ચઢી પોતાના મન સાથે વીચાર કરવા લાગ્યો કે મારા સરમાંથી બેશુમાર લોહી નીકળે છે તેના નીકલવાથી હું ઘણો સુસ્ત થઇ ગયો છું. બીજું તો મારો મુદઇ નીચે છે તે એ પાહાડ ઉપર ચઢી આવશે તો મારામાં એટલી તાકાત નથી કે હવે હું તેની મુકાબલે ઉભો રહી શકું વાસ્તે એ પાહાડ ઉપર કોઇ છુપી રાહ જોઇ હયાંથી નિકળી જાઉં. એવો અંદેશો કરી લોહીનો ગરક થયલો આગળ ચાલવા લાગ્યો અને બારેહક-તાલાની જનાબમાં પોતાનો બચાવ માંગવા લાગ્યો. એમ કરતાં તે પાહાડ ઉપર એક ગાર તેની નજરે પડયો જેથી ખુશી થઇ પોતા પાસે જે અસબાબ હતો તે તેણે દુર મુકયો અને એક પત્થરની શેલ પડેલી ઉઠાવી પેલા ગારના સર ઉપર ટેકવી પોતે તેમાં દાખલ થઇ તે પાછી તેના મોહોડાં ઉપર ધાંકી અને હોમાયના આપેલાં જે ત્રણ ગોહરો હતાં તે ગારમાં મુકી તેની રોશનીના આધારમાં બેસીને ઝાર ઝાર રડવા લાગ્યો અને હકતાલાની મદદ માંગવા લાગ્યો. તેનો અવાજ સાંભળી તે ગારમાંથી એક ગેબી પોકાર આવ્યો કે "અય દારાબ! તું એટલી જારી ના કર. એ ગારમાં જરા આગળ ચાલ કે ત્યાં તને એક સુરાખ નજર આવશે તેમાં ઉતરી તું મારી પનાહ નીચે આવ." તે ગેબી અવાજ દારાબે સાંભળ્યો તેથી ખુશી થઇ તે આગળ જઇ જોય છે તો એક સુરાખ તેની નજરે

આવ્યો તેવોજ તે શોરાખમાં ઉતર્યો ત્યાં એક પીરમરદ બેઠેલો જોઇ તે ઘણો ખુશી થયો.

દારાબ પાહાડ ઉપર ગયો ત્યારે કનતરસ શમંદાકને બોલાવી કેહેવા લાગ્યો કે "આજ રોજે તારા હાથથી દારાબ ઘણો જખમી થઇ પાહાડ ઉપર નહાસી ગયો છે વાસ્તે હવે તું એ પાહાડ ઉપર જઇ તે ઉપર બીજો પત્થર તેજ રવેશથી મારશે તો મારી ખાતરી છે કે તેનો જાન શિતાબ નિકળી જશે અને તારી ફતેહ કહેવાશે. અગર જો એ કામ તારા હાથથી રાસ્ત ઉતરશે તો હું તને મારા ભાઇ શમદુનની મિસાલે સર્વે લશ્કર ઉપર સીપેહસાલારી આપી તેનો ભારી ગંજ તનેજ બક્ષેશ કરીશ. તું રાતને વખત કેટલાએક સવારોને લઇ એ પાહાડ ઉપર જઇ દારાબને પકડી લાવ." પાદશાહનો હુકમ સાંભળી શમંદાક પચાસ સવારો સાથે પહાડ ઉપર ગયો અને દારાબને જોવા લાગ્યો. આગળ ચાલતાં પેલો ઘોડો તથા હથીયાર તથા શમદુનવાલી દાંગ તેઓને મળી તે લઈ આગળ ચાલ્યા અને જ્યાં દારાબ પેલા ગારમાં ગોહરની રોશનીએ કરી બેઠો હતો તેનો ઝળકાટ સર્વેએ દીઠો જેથી પેલો પત્થર ઉઠાવ્યો. કેહે છે કે તે લોકોએ તે ગારનાં સર ઉપરથી પત્થર ઉઠાવ્યો એટલામાં ખોદાના હુકમથી પેલા બેમુલાં ગોહરનો ઝલકાટ એકાએક બંધ થઇ ગયો. સર્વેએ એવો ખ્યાલ દીઠો તેથી મુકરર ધારયું કે એ ઝલકાટ ગોહરનો હતો અને આપણે પત્થર ઉઠાવ્યો ત્યારે દારાબે તે ગોહરને છુપાવ્યાં વાસ્તે દારાબ એજ જગ્યાએ બેઠો છે, આપણામાંથી કોઇ શેતાબ એમાં ઉતરે. શમનદાકના હુકમથી એક હબશી તે ગારમાં ઉતરયો તેજ વખતે ગારમાંથી તેને એકાએક કોઇએ બાહાર ફેંકી દીધો. એવો મામલો સર્વેએ જોયો ત્યારે મસાલ રોશન કરી એક જનને ઉતારયો પણ વળી તેજ મિસાલે તેનેબી બહાર નાખ્યો, જેથી તેઓ કહેવા લાગ્યા કે આ ગારમાં તો રોશનીથીબી કાંઇ દેખાતું નથી અને એ મિસાલે કોણ ફેંકી દેતું હશે? ખરૂં છે કે દારાબ પાસે કાંઇ જાદુ છે. તેણે છુપો થઇ એ ગાર જાદુથી શીહા કરયો છે વાસ્તે તમો સર્વે એ ગારની અંદર છુટ

ભાલદીઓ, તલવારો તથા ખંજરો વગરે છુટાં હથિયારો ફેંકો કે તેના જરબથી દારાબ મરે. સર્વેએ તેમ કરયું પણ કાંઇ અર્થ સરયો નહીં. ફોકટ હથિયારોનો પત્થરથી નાશ થયો. બામદાદ સુધી હબશીઓએ ઘણીએ કોશેશ કીધી પણ તેઓમાંથી કોઇ પણ તે ગારમાં ઉતરવા પામ્યા નહીં.

કહે છે કે દારાબ પેલા પીરમરદ આગળ ગયો ત્યારે તે બુઝર્ગ મરદને પુછવા લાગ્યો કે "અય નામદાર મરદ! તેં મને કેમ પિછાણયો કે હું પાદશાહ બહમનશાહનો બેટો દારાબ છું? અને વળી તેં મારા ઉપર બખ્શેશ કીધી કે મને આવા વખતમાં રાહ બતાવી દુશમનોના હાથથી છોડવ્યો!" પેલા પરેહજગારે જવાબ દીધો કે "મને એક વખત પાદશાહોનો પાદશાહ કયખોશરો મળ્યો હતો તેણે મને આગમજથી બસારત કહી હતી કે તને યમનના ગોફાથી ઉઠી ખોદાતાલાની નજદીક પોહોંચવાનો વખત આવશે તે વખતની નિશાંની તું એ જોશે કે તું યમનના ગોફામાં બેસી બંદગી કરતો હશે તે વખત ઉપર ગારમાં પાદશાહ બહમનનો બેટો દારાબ નામનો દુશમનના દરથી નાહસી આવી ઘણી જારી કરશે અને તેનો બચાવ તારાથી થશે. તું તેને બોલાવી તારી પનાહથી તેને દરીયાવને કિનારે સલામત મુકશે. એવી અગમચેતી તે અદલ પાદશાહે મને કહી હતી તેથી મેં તુંને ઓળખ્યો. બીજું તે પાદશાહે તારે માટે મને બે ગોહર ઘણાંજ કીમતી આપ્યાં છે અને કહ્યું છે કે એ ગોહર તું દારાબને આપજે વાસ્તે તું મારી સાથે ચાલ કે હું તુંને તે અનામત ચીજ આપ્યા બાદ મારા હંમેશના મુકામ ઉપર જાઉં." ત્યારે દારાબે તે બુઝર્ગ પરેહઝગાર ઉપર દુવાઓ ગુજારી કહ્યું કે "તું મારૂં લોહી બંધ કરે તો મારામાં ચાલવાની શકતી આવે." તે મુબારક ફાલના પરેહઝગારે દારાબને કાંઇ ખાક આપી કહ્યું કે તું જખમ ઉપર દાબ. તેજ વખતે દારાબે ખાક દાબી કે તુરત જખમ સાફ થઇ ગયા, તેથી ખુશી થઇ દારાબ તેની સાથે તે ગુફાથી દરીયાવ કિનારે આવ્યો કે પરેહઝગારે એક માહીને પોકાર મારી કહ્યું કે "તને પેલી અનામત ચીજ આપી છે તે લાવ!" તેજ વખત એક માહીએ કીનારા ઉપર આવી પોતાના

મોહોમાંથી એક દાબડો કાહાડી આપ્યો અને પોતે પાછી પાણીમાં ગઇ. પેલા પરેહઝગારે દારાબને કહ્યું કે "એ દાબડો તું ઉઠાવી લે. હવે હું મારાં જાવેદાંનીના મકાન પર જાઉં છું." એટલું કહી પોતે તે દરીયાવનાં પાણીમાં ચાલી ગયો તે જોઇ દારાબ ઘણો અજબ થવા લાગ્યો.

દારાબે પેલા દાબડાનું ધાકણું ખોલી જોયું તો તેમાં કીમતી બે ગોહર ઘણાજ આબદાર જોયાં એવાં કે તે ગોહરની તારીફ કોઇથી થઇ શકે નહી. એવાં ગોહર જોઇ પોતે અંદેશો કીધો કે એ ચીજ જંગલ વચમાં મારાથી સાચવી શકાશે નહીં વાસ્તે હું પાછાં એજ દાબડામાં બંધ કરી દરીયામાં નાખું કોઇ નાવારેસના હાથમાં જશે તો જાવેદાંન સુધી યાદ કરશે. એવો વીચાર પોતાનાં મનમાં લાવી પેલા દાબડામાં ગોહરો પાછાં બંધ કરી તે દાબડો દરીયાવમાં ફેંકી દીધો તેવીજ પેલી માછી તરાપ મારી દાબડો પાછો ગળી ગઇ, તે જોઇ દારાબ અજબ થયો. પછી પોતે ત્યાં ગોસલ ઉતારયું અને તમામ લોહીના કપડાં હતાં તે ધોઇ સુકવી પાછાં પેહેરયાં અને આસ્તેથી કીનારે ચાલવા લાગ્યો.

હવે પેલા પાહાડ ઉપર સમનદાક જંગી દારાબને પકડવા પામ્યો નહીં ત્યારે સુરજ માથે આવતી વખત નાચાર થઈ પાછો ફરયો કે પાદશાહ કનતરસની નજદીક જઇ બનેલા હેવાલથી તેને વાકેફ કરે. તેવામાં તે પાહાડ ઉપરથી એક સવારની નજર દારાબ ઉપર પડી તેણે શમનદાકને કહ્યું કે દારાબતો દરીયાવ કિનારે આસાંનીથી ચાલ્યો જાય છે. એટલું તેનું કેહેવું કે શમનદાક પેલી શમંદુનવાલી મસ્ત દાંગ ઉઠાવી દારાબની પછવાડે દોડયો. દારાબે શમંદાકને આવતો જોઇ દરીયામાં નખાવી દીધું. તે જોઇ શમનદાકેબી દુબકી મારી દારાબનો દુંબાલો પકડયો. એમ કરતાં દારાબે એક પાહાડ દીઠો તે ઉપર ચહડી ગયો. ત્યાં એક માહીનો કાંટો દાંતાદાર પડેલો હતો તે કાંટો ઉઠાવી શમંદાકની રાહ બાંધી ઉભો. એવામાં શમનદાકબી દાંગ ઉઠાવી આવી લાગ્યો તેને આવતો જોઇ દારાબે પોતાના હાથમાંના કાંટાનો જરબ તેના ઉપર એવો તો જોરથી માર્યો કે એક શમનદાકના બે શમનદાક

કરી નાખ્યા અને તેના હાથમાંની દાંગ પોતાની ખાંધ ઉપર ઉઠાવી પોકાર મારી શમનદાકના લશ્કરમાંથી બીજો હમનબરદ માંગ્યો. જ્યારે શમનદાકના ભાઇએ પોતાના ભાઇને મુવેલો કિનારા ઉપરથી સાંભળ્યો તેવોજ ગુસ્સામાં આવી તેણે દરીયામાં ઝોંકાવી દીધું કે દારાબને જીવથી મારે. એવા ઇરાદાથી તે દારાબની રૂબરૂ આવી ઉભો. તેને જોઇ દારાબ ગાભરો પડી ગયો અને વીચાર કરવા લાગ્યો કે એવો જીહાંગાર હબશી મારી મુકાબલે આવી ઉભો છે તો હું નથી જાણતો કે એનાથી મારી ઉપર શું મુસીબત ગુજરશે. એવો અંદેશો કરી બારેહકતાલાનું નામ ઝબાન ઉપર લઇ પેલી શમંદુનવાલી દાંગ ઉઠાવી તે ઉપર હુમલો કીધો. તેને આવતો જોઇ કમદું જંગીએ ગુસ્સામાં આવી પોતાના હાથમાં ભારી માહીના કાંટાનું હથીયાર પકડેલું હતું તે ઉઠાવી દારાબનાં સર ઉપર માર્યું તેજ વખતે દારાબે હુન્નરના જોરથી તેનો જરબ રદ કરી નાખ્યો અને પોતાના હાથમાંની દાંગનો એક જરબ તેનાં સર ઉપર એવો તો જોરથી માર્યો કે તેના મગજમાંના હાડકાં ભેજાં સાથે મળી પેતમાં ઉતરી પડયાં અને શિતાબ તેનો જાન હવા મીસાલે નિકળી ગયો. ત્યારબાદ દારાબે બીજો હમનબરદ માગ્યો. જ્યારે તેનાં લશ્કરે કીનારા ઉપરથી એવો આફતનો પોકાર સાંભળ્યો ત્યારે સર્વે તે જગ્યાથી પાછાં ફરી કનતરસ આગળ જઇ અવ્વલથી તે આખર સુધી સર્વે બીના કહી સંભળાવી. કનતરશે સવારોની ઝબાનથી એ સખુનો સાંભળ્યા ત્યારે પોતે હાય અફસોસ કરતો પોતાની રાજધાનીનો રસ્તો લીધો.

હવે પેલી તરફ દારાબ જે પાહાડ ઉપર ઉભેલો હતો તે પાહાડે પાણીની ભરતીએ કરી પુર થઇ પાણીમાં છુપાવ્યું ત્યારે દારાબ તે પાણીમાં ધસડાવા લાગ્યો. એમ કરતાં કરવું ખોદાતાલાનું તેથી એક લાકડાંનો તરાપો તેને હાથ લાગ્યો, જેથી ખોદાની દરઘાહમાં દુવા ગુજારી તે ઉપર સવાર થયો. એ મિસાલ પાણી દરમ્યાન ત્રણ દિવસ કહાડયા. ચોથે દીને તેને દુરથી કેટલીએક કીશતીઓ નજર આવી. હવે તે કીશતી ઉપરથી

દારાબને પાણીમાં નાવારેશ દીઠો તેથી કીસ્તીઓના સુકાંન તેની તરફ ફેરવ્યાં. કહે છે કે ફીમુશ તે કીસ્તીઓમાં કેટલુંક લશ્કર લઇ પોતાના ભાઇ કનતરસની મદદે આવતો હતો, તે કીસ્તીઓને દારાબ મલ્યો હતો. હવે ફીમુશે દારાબની નજદીક જઇ પુછ્યું કે "તું કોણ મરદ છે?" તેને દારાબે કહ્યું કે "હું પાદશાહ કનતરસનો એક ખીદમતગાર બંદો છું. અમારા મુલકમાં એક દારાબ નામના ઇરાનીએ આવી મારા પાદશાહના બએ છોકરાઓને માર્યા તેથી લડાઇ સારૂ હમો બહાર પડયા હતા. દરીયાવને કીનારે હું આ તરાપા ઉપર ઠાકના સબબથી ઉંઘમાં પઢયો તેવામાં દરીયામાં ભરતી આવ્યાથી હું આજ ચાર દહાડા થયાં પાણીમાં ગોટાં ખાઉં છું." ફીમુશે દારાબના મોહોથી એવા સખુન સાંભળ્યા તેથી હુકમ કીધો કે એને શિતાબ આપણી કીશ્તીમાં લેવો. એ હુકમ સાંભળી દારાબને કીસ્તી ઉપર લીધો અને ખાણું તથા પાણીથી ઘણો ખુશાલ રાખ્યો. ખબર કહાડતાં દારાબે એવું સાંભળ્યું કે એ ફીમુશ પોતાના ભાઇ કનતરસની મદદે જાય છે. એવી વાત સાંભળી પોતે અંદેશો ભર્યો થયો કે હું હાથે કરી દુશમનના હાથમાં જાઉં છું. એવો અંદેશો કરી ખોદા પાસે આ અઘડી વેળાએ દાદને ચાહતો હતો.

---

## પીછાન્યો પાદશાહ કનતરસે જંગી દારાબને અને કેદ કરાવ્યો તેને તે વગેરે બીજો હેવાલ.

---

તે કીશ્તીઓ યમનની ખાડીમાં આવી લંગર નાખ્યું તે ખબર પાદશાહ કનતરસને થઇ તેજ વખતે પોતાના ભાઇને એસ્તેકબાલ લેવા ગયો. એક બીજાની ખબર અંતર પુછ્યા બાદ ફીમુશે કહ્યું કે "તારાં લશ્કરનો એક નવજવાન મરદ દરિયાવના પાણીમાંથી મને મળ્યો છે." તેને કનતરશે પુછ્યું કે "તે નવજવાન ક્યાં છે?" ફીમુશે દારાબને દેખાડયો તેજ વખત

કનતરસે તેને પીછાણી પોતાના ભાઇ ફીમુશને કહ્યું કે "શેતાબ એના મુશ્કા તંગ કરવા." ફીમુશે હુકમ કરી દારાબને બેડી ઠોકાવી. દારાબ તે વખત ખામોશી અખત્યાર કરી કાંઇ બોલ્યો નહીં અને પોતાના પેદા કરનારના શુક્રાના કરવા લાગ્યો.

આફતાબે પોતાની સુનેરી જાંમ ખોલી યાને રોશન રોજ તલુ થયો ત્યારે બન્ને ભાઇઓ લશ્કર સાથે દારાબને લઇ શેહેરમાં આવ્યા અને કનતરસ પોતાના ભાઇ સાથે પાદશાહી તખ્ત ઉપર બેઠો. બન્ને ભાઇઓના સરદારો પોત પોતાના અંદાજાસર આવી બેઠા. ત્યાં જંગી દારાબને ભારી બંધે બાંધેલો લાવી હાજર કીધો.

ફીમુશે દારાબના ખુબસુરત ચેહરા ઉપર નજર કીધી તો જોય શું કે એક સીધાં સરવની મીસાલનું ખુબસુરત પુટલું કવી બાજુ સાથે આવી ઉભું છે. તેનાં હસ્તાં મોહો આગળ એક નાઝનીન પરી જેબ નહીં આપતી હતી. એવો સુંદર ચેહરો જોઇ શાહ ફીમુશને મેહર આવી. તે દારાબને પુછવા લાગ્યો કે "અય નવજવાન છોકરા! તું કોણના તોખમથી પેદા થયો છે? તારૂં નામ શું, અને તેં મારા ભાઇ કનતરસ સાથે એટલી શોખી શા સબબથી કીધી હતી? તું નથી જાણતો કે આસમાન કોઇની ઉપર હંમેશાં બરકરાર ફરતું નથી? વાસ્તે જે હોય તે રાસ્ત બોલ!" દારાબે ફીમુશની મરજી ખુબ દીઠી ત્યારે પોતાની ઝબાંન ખોલી નરમ અવાજે પોતાની બુન્યાદનાં નામથી અને તે સાથે કનતરશના છોકરાઓની બેપરવાહીની તથા તેઓના બાપ કનતરશના જુલમની સર્વે વાત ફીમુશને કહી સંભળાવી. કનતરશે પોતાના બેટાઓનું નામ સાંભળ્યું ત્યારે તેને જુનો કીનો યાદ આવ્યો. તેજ વેળા ગુસ્સામાં આવી એક પોકાર મારી જલ્લાદને કહ્યું કે "શેતાબ એ ગુનેહગારનું સર તનથી જુદું કરે." એ હુકમ સાંભળતાંજ જલ્લાદે આવી દારાબની આંખે પાટો બાંધ્યો અને એક ચમર યાને બકરાંનું ચાંમડું જમીન ઉપર બીછાવી તે ઉપર દારાબને બેસાડયો. શાહ ફીમુશે દારાબ ઉપર એવો જુલમ દીઠો ત્યારે શેતાબીથી જલ્લાદને મના કીધો કે

પાદશાહના બીજા હુકમ વગર એને મારે નહીં. પછી પોતાના ભાઇને કહેવા લાગ્યો કે "તું દારાબને મારવા એટલી શીતાબી ના કર, એને તું બંદીખાને કેદ કર. તું સમજતો નથી. એ છોકરાનું કદ તથા સીનો જોઇ હું ઘણો અજબ થયો છું. વળી વીચાર કરૂં છું કે એના જેવા હોમાય પાસે કેટલાએક ખિદમતગાર હશે. તું એને મારવાથી પછવાડે ઘણો પસ્તાવામાં પડશે અને તારો મુલક સર્વે હોમાય આવી વેરાંન કરી તને એ જંગીના કીનામાં સુલી ચહડાવ્યા વગર રેહશે નહીં."

કીમુશને મોહોડેથી કનતરશે એ સુખનો સાંભળ્યા ત્યારે ગુસ્સાથી કહેવા લાગ્યો કે "તું કાંઇ મારી મદદે આવ્યો નથી. તું તો મારા મુદઇને જાનથી બચાવવા આવ્યો છે. હવે હું તને છેલ્લું કહું છું કે તેં જો ફરી એવા સુખન તારે મોહોડેથી કાહાડયા તો તારોબી હાલ એજ રવેશે કરીને તને જાનથી મારીશ." ભાઇની ઝબાનથી એવા જાહેલ્યત ભરયા સુખન સાંભળી તેણે ગુસ્સાથી અબરૂ ઉપર ચીન લાવી જલ્લાદને કહયું કે "ખબરદાર! એનો એક બાલ વાંકો થાય નહીં." કનતરશે એવો વીચાર પોતાના ભાઇનો જોયો તેથી ગુસ્સાથી ઉઠી તેણે મ્યાનથી તલવાર ખેંચી તેના આંગપર ધસ્યો કે ભાઇને જાનથી બેજાન કરે. એવો મામલો જોઇ કીમુસે શેતાબ પોતાની જલેબથી તેજદાર ખંજર કહાડી કનતરસના પેટમાં મારયું તેજ વખત તે શાહનો જાન નિકળી ગયો. એવો બનાવ જોઇ તેનાં લશ્કરે શોહોર ઉઠાવ્યો. તેનું ગુલબાંન મેહલમાં ગયાથી પાદશાહ કનતરસની ઓરતે શેતાબ તે જગ્યાએ આવી પોતાના સીપેશાલારોને કહ્યું કે "તમો દારાબને એ જગોથી બંદીખાને કેદ કરો અને મારા ખાવંદના ખુનમાં તેના ભાઇ કીમુશને શેતાબ મારો." પાદશાહજાદીનો એ હુકમ સાંભળી તેઓએ કીમુશને જીવથી મારયો. આ ફીસાદમાં બન્ને તરફનું કેટલુંક લશ્કરબી મારયું ગયું. એમ કરતાં શીહા રાતનો વખત થયો ત્યારે બંન્ને લશ્કરે લડાઇ મોકુફ કીધી. ત્યારબાદ પાદશાહ કનતરસના તાબુદને એક રાત તેની ઓરતે મેહેલમાં રાખી બીજે દિને તેની લાસને દફનાવી પણ તેનો ગમ એક હફતા સુધી કીધો. પેલી તરફ કીમુશની લાસને લઇ

તેના સવારો પોતાના જંજીરા તરફ ગયા. ફીમુશની ઓરતને ખબર પોહોંચી કે તારી બેહેને પોતાના ખાવંદના કીનામાં ફીમુશને મરાવ્યો. ફીમુશની ઓરત કોતનીએ એવી વાત સાંભળી ત્યારે પોતાના બે બેટા સાથે ફીમુશના તાબુદની નજદીક આવી ઘણોએક શોહર ઉઠાવ્યો. ત્યારબાદ તેની લાસને દફનાવી આવ્યાં. પછી તેના બન્ને છોકરાઓએ એવો મનસુબો કુર્યો કે આપણા બાપ તથા કાકાનો કીનો પેલા ધરાની દારાબ ઉપર લેવો, સબબ કે તેને ખાતરજ પાદશાહો પોત પોતામાં લડી મુવા છે, વાસ્તે આપણે તેને મારવો જોઇએ. એ ઠરાવ કરી તે બે શાહજાદા પોતાની મા રાણી કોતની સાથ લશ્કર લઇ કીસ્તી ઉપર સવાર થઇ યમનની તરફ રવાના થયા.

---

## કનતરસની રાણી તમરૂશી તથા ફીમુશની રાણી કોતની અને તેના બંને છોકરાઓનું દાસ્તાન.

---

કનતરસનો ગમ તેની ઓરતે તથા સર્વે અમીરોએ એક હફતા સુધી કર્યા બાદ તેની ઓરત રાણી તમરૂશીએ પોતાના બુઝર્ગ અમીરોને બોલાવી કહ્યું કે "મારા ખાવીંદની પાદશાહી ચલાવનારા બે બેટા હતા તે તો દારાબના હાથથી માર્યા ગયા વાસ્તે હવે તમોને ઘટે છે કે આજ દિનથી પાદશાહી તાજ મારાં સર ઉપર મુકો અને તમો સર્વે મારા ખાવીંદને પાદશાહ કરીને ચાહતા હતા તેજ રવેશથી મનેબી ગણી મારૂં ફરમાન સર્વે બજા લાવો." એવા દાનાઇના સુખન સાંભળી સર્વે અમીરોએ તમરૂશીને પાદશાહી ખેતાબ સાથે તખ્તનશીન કીધી. ત્યાર બાદ રાણી તમરૂશીએ એક નામુ શંકરનના જનજીરે પાદશાહ કનતરશના બાપ ઉપર લખ્યું તેમાં અવ્વલથી તે આખર સુધી જે બન્યું હતું તે તથા દારાબ તેના બંદીખાનામાં કેદ હતો તે માટે જે ઘટતો હુકમ હોય તે મુજબ અમલ કર્યે એવી રવેશથી નામુ લખી એક એલચીને રવાના કીધો.

પેલાં નામાનો જવાબ આવતાં ઘણા દહાડા લાગ્યા તેથી તમરૂશીએ દારાબને બંદીખાંનેથી બોલાવી મંગાવ્યો. દારાબ નાઝ અદાની ચાલ ચાલતો તમરૂશીની સામે આવી ઉભો ત્યારે તેનો ચહેરો તથા કવી બાજુ સાથે સરવનાં ઝાડ મીસાલ સીધાં કદનો તે નવજવાન જોઇ રાણી તમરૂશીનું દિલ તેની મોહોબતમાં ગીરફતાર થયું. રાણીએ દારાબને પાછો બંદીખાને મોકલ્યો કે કાલ રોજે એ નવજવાન માટે કાંઇ નક્કી વીચાર કરી આપણા પાદશાહનો કીનો એની ઉપર લઇશું.

જયારે ખબર થઇ તમરૂશીને કે કીમુશની ઓરત યાને પોતાની બેહેન તથા તેના બે બેટાઓ લશ્કર સાથે આવ્યા છે ત્યારે રાણી તમરૂશી પોતાના અમીરો સાથે પોતાની બેહેનને કીસ્તી ઉપર એસ્તેકબાલ લેવા ગઇ. બન્ને બેહનોનો એક એક સાથે મેલાપ થયો ત્યારે સર્વેએ જારીનો પોકાર ઉઠાવ્યો. ફરી શેહેરમાં આવી પોતાના મેહેલમાં ઘણોક શોર ઉઠાવી માહેતમપોશી કીધી. ત્યારબાદ તેના બન્ને છોકરાઓને એક ઉતારાની જગ્યા આરાસ્તા કરી અપાવી અને તમરૂશી તથા તેની બેહેન કોતની બન્ને સાથે રહયાં. કોતનીને અનતુશી કરીનેબી કહે છે. હવે સર્વે પોતાના ગમ વિસરાવા એક હફતા સુધી મીજલસ સમારી સરોદ સાંભળવા લાગ્યા ત્યારબાદ સારો દહાડો જોઇ બન્ને બેહેનો તખ્ત ઉપર આવી બેઠી. પછી કીમુશના બેટાઓએ હુકમ કરી દારાબને બંદીખાનેથી મંગાવ્યો. એવો મામલો જોઇ રાણી તમરૂશી ફિકરમાં પડી કે એ છોકરાએ દારાબને મારવા બોલાવ્યો છે જેથી મારી મુરાદ કાંઇ હવે બર આવનાર નથી. કાંઇ ચારાથી આજનો દિન એને મોતથી બચાવવો જોઇએ; તે તેવા અંદેશામાં હતી અને બીજી તરફથી કીમુશની ઓરત અનતુશીબી દારાબનો કદ તથા ચેહેરો જોઇ તેના ઉપર આશક થઇને પોતાનાં દિલ સાથે કહેતી હતી કે એવા નવજવાન પેહલવાનના બેશક સારૂ એ પાદશાહોબી મારયા ગયા હશે. સબબ કે એનો ચેહરો જોવાથી મારાં દિલનો સર્વે ગમ બરતરફ થઇ ગયો છે અને મારાં લોહીએ એવો જોશ કરયો છે કે આજનો દન મારા છોક-

રાઓ એને અમન આપે તો આજ રોજે એને ગોદમાં પકડું તોજ મારો જાન બચે નહીં તો એના એશકમાં મને પણ મરવું બેહતર થશે. એવો અંદેશો અનતુશીબી પોતાનાં દિલ સાથે કરતી હતી.

ફીમુશનો વડો છોકરો શાહુ નામનો હતો તેણે જલ્લાદને હુકમ કીધો કે એ દારાબને શેતાબ ગરદન મારે. એ હુકમ સાંભળી તેની મા અનતુશીએ કહ્યું કે "એ શેર બચ્ચાને તું મારવા ઉપર એટલી તાકીદ ના કર! આપણે કાલ રોજે એના બાબમાં વિચાર કરી એને ઘટતી સજાએ પોહોંચાડશું." શાહુએ પોતાની માએથી એવો હુકમ સાંભળ્યો ત્યારે તેણે હુકમ કરી દારાબને પાછો બંદીખાને કેદ કરાવ્યો અને કચેરી બરખાસત થઇ.

---

## આશક થઇ રાણી તમરૂશી તથા રાણી અનતુશી દારાબ ઉપર અને મેહેલમાં બોલાવી જોક કરી તે જંગી સાથ બંને રાણીઓએ તથા મારી ગઇ રાણી અનતુશી પોતાના બેટા માહુના હાથ ઉપર તે વિગેરે બીજો હેવાલ.

---

રાતને વખત તમરૂશી પોતાની સાથે એક હજાર સુન્નાની અશરફી લઇ દારાબના બંદીખાનાની નજદીક ગઇ. તેણીએ દરોગા પાસે દરવાજો ઉઘડાવ્યો તથા પેલી અશરફીઓ તે દરોગાને આપી કહ્યું કે "તું દારાબને સાથે લઇ આજની રાત મારા મેહલમાં આવ. મારે દારાબ સાથે એક વાત કરવી છે. પછી તું પાછો લાવી કેદ કરજે." જ્યારે હાજતમંદ દરોગાએ પાદશાહજાદીથી એવો હુકમ સાંભળ્યો ત્યારે વીચાર કીધો કે "હાલ એજ પાદશાહ છે વાસ્તે એના હુકમથી મને શું કરવા સર ફેરવવું જોઇએ?" એવો અંદેશો કરી એક છુપે રસ્તે દારાબને મેહલમાં લઇ ચાલ્યો પછી તંમરૂશીએ દરોગાને કહ્યું કે "તું જરા બાહાર બેસ, જ્યારે બામદાદ થવા

આવે ત્યારે દરવાજો ઠોકજે કે હું દારાબને તારે હવાલે કરીશ." રાણી દારાબને કહેવા લાગી કે "આજ રોજે ખોદાતાલાએ મારા ઉપર મોટી કરમ બક્ષેશ કીધી કે તને મારી ગોદમાં આપ્યો." એટલું કહી તેને ખુબ રવેશથી પોતાનાં સીના સાથે ચાંપ્યો. દારાબે તંમરૂશીનો ચેહરો ખુબ રવેશથી જોયો તો જોય શું કે તેનો ચેહરો જાણે એક પુનમના ચાંદની મીસાલ દીઠામાં આવ્યો અને તેનું કદ જાણે એક સીધું સરવનું ઝાડ ઉભું હતું. એવી ખુબસુરત ઓરત જોઇ દારાબે પણ પોતાની બગલમાં ઓસ્તવાર પકડી. એ મીસાલ એક એક સાથે મોહોબતનો ગાંઠ મજબુત બાંધ્યા પછી ખાણાં તથા શરાબથી બેહુ જન જોક કરવા બેઠાં.

તંમરૂશીની બેહન અનતુશી ખોવાબથી બેદાર થઇને અંદેશો કરવા લાગી કે દારાબને બંદીખાનેથી મારા મેહલમાં લઇ આવું, પછી હમો બન્ને જણુથી જેમ જવાએ તેમ કોઇ ઉગત વાટે નિકળી જઇએ. એ ઇરાદો પોતાનાં મન સાથે કરી પોતા સાથે કેટલોક જર લીધો અને ધાર્યું કે તેના બંદીખાના તરફ જાએ. એવામાં દારાબનો આવાજ તેના કાનમાં આવ્યો. ત્યાં જોય છે તો તંમરૂશીના ઓરડામાં દારાબ તથા તંમરૂશી બેહુ જણ ખુશીની મોજમાં આવી જઇ મોટે આવાજથી વાત કરે છે જેથી અનતુશી આસતે રહીને બારણું ખોલી સાંભળવા લાગી. દારાબ શરાબની મસ્તીમાં આવી તંમરૂશીને કહેવા લાગ્યો કે "હમારા કયાનીઓની રસમ એ છે કે ઘણો શરાબ પીધામાં આવે ત્યારે તુરત મેવો ખાય તેથી શરાબની કેફ નરમ પડે અને વળી શરાબબી જયાદા પીવાય, પણ તારાં ખાણાં ઉપર તો કાંઇ મેવો છે નહીં વાસ્તે મારેથી વધારે શરાબ પીવાતો નથી." એવા સુખન દારાબને મોહોડે સાંભળી અનતુશીએ શેતાબ પોતા પાસે મેવો તથા ફળ હતાં તે લાવી એક કપડામાં બાંધી દારાબ ઉપર તે ફેંકયાં અને કહ્યું કે "બીજોબી જોઇએ તો બેલાશક માંગજે."

દારાબે તથા તંમરૂશીએ આ બનાવ દીઠો ત્યારે શરમીંદાં થઇ ગયાં અને નાચારે પેલી અનતુશીને બોલાવવાની ફરજ પડી. અનતુશી તેઓની

પાસે ગઇ ત્યારે એશકની મસ્તીમાં આવી ને જેમ ઓરત પોતાના ખાવીંદને ગોદમાં દાબે તે મીસાલ દારાબને ગોદમાં પકડયો. તે અનતુશી ચેહેરાએ ઘણી ખુબ રવેશ રોશન હતી પણ તમરૂશી કરતાં ઉમ્મરે વધુ હતી. એમ કરતાં ત્રણે જણ શરાબ પીવામાં મશગુલ થયાં. હવે પેલી તરફથી દરોગાએ દરવાજો ઠોકયો કે "બામદાદ થવા આવી વાસ્તે શિતાબ દરવાજો ખોલી દારાબને મારે હવાલે કરો!" તમરૂશીએ અવાજ સાંભળ્યો કે શિતાબ દરવાજો ખોલી દારાબને દિલાસો આપી પેલા દરોગાને હવાલે કર્યો. તે દિને બેઉ બેહેનો મેહેલનાં તખ્ત ઉપર બેસી દારાબની ઘણીએક તારીફની વાત તથા તેની ખલાશીની તદબીર કરતી હતી તે વખતે પેલી તરફ ફીમુશના છોકરાઓ તથા દરબારનાં સર્વે લોકો આવી પોતાની ખુરશીઓ ઉપર બેસી રાણી તમરૂશીની રાહ જોતા હતા. પણ તમરૂશી તથા તેની બેહેન કોઇ આવી નહીં ત્યારે શાહુએ પોતાના નાના ભાઇ માહુને કહ્યું કે "તું રાણી તમરૂશીની પાસે જઇ ખબર કહાડ કે તે હજુર સુધી આવી નહીં તે શું છે?" પોતાના ભાઇથી એ હુકમ સાંભળીને માહુ ઝનાના મેહેલની રશમ મુજબ આસ્તે તે મેહેલમાં દાખલ થયો, જ્યાં પગ મેલતાં સાંભળે છે તો પોતાની માસી તથા મા દારાબનાં બાબમાં તારીફના સખુનો બોલે છે અને તેને છોડવવાનો વિચાર કરે છે. એવી શોખી ભરેલી વાત સાંભળ્યાથી માહુએ ગુસ્સામાં આવો શિતાબ તલવાર ખેંચી પ્રથમ પોતાની માને એક જરબ એવો તો સાફ માર્યો કે તેનું સર દડીની મીસાલે ઉડી જમીન ઉપર પડયું. એ બનાવ જોઇ તમરૂશી ઓરડામાં નાસી દરવાજો ઓસ્તવાર બંધ કરી ધ્રુજવા લાગી. માહુએ માસીને ગુસ્સાથી કહ્યું કે "તું હમણા તો બચી ગઇ પણ કાલ રોજે સવારને વખત તને તથા તારા આશનાવ દારાબને હું કદી પણ છોડનાર નથી." એટલું કહી પોતાના ભાઇ પાસ આવ્યો અને જે બનાવ મેહેલમાં બન્યો તે બાંગે બુલંદ ગુસ્સાથી પોતાના ભાઇને કહેવા લાગ્યો. તે વેળા આફતાબે પોતાનું મોહો મગરેબમાં છુપાવ્યું અને શીહા રાતે બુરખો ઉઠાવી પોતાનું ચીતાર ભર્યું મોહો દેખાડયું યાને શીહા રાતનો

વખત થયો ત્યારે અનતુશીની લાસને દફ્ન કરી સર્વે કોઇ ગમમાં ખ્વાબ કીધો.

રાતને વખત તમરૂશી મેહેલમાંથી પેલા બંદીખાનાના દરોગા પાસે ગઇ અને તે દરોગાને પોતા ઉપર બનેલી સર્વે વાતથી વાકેફ કીધા પછી કહેવા લાગી કે "તું બુઝર્ગ મરદ મારા ખાવીંદની તરફ નેધાહ કરી મારો તથા એ નવજવાન છોકરાનો જાન બચાવી અમોને રાતને વખત આ જગ્યાથી કીશ્તી ઉપર બેસાડી મારા બાપના જનજીરામાં લઇ જાય તો હું તને ધણોક ખજાનો આપીને માતબર કરીશ અને મારાં તનમાં જીવ હશે ત્યાં સુધી હું તારાં હેસાનને ભુલીશ નહીં." એવા આજજી ભર્યા સખુન સાંભળી તેને મેહેર આવી તેથી તમરૂશીને કહ્યું કે "તું જરા સબર કર હું જઇ એક કીશ્તી તૈયાર કરૂં તેમાં આપણે છુપાં નિકળી જઇશું." એટલું કહી તે એક કીશ્તી માટે બંદોબસ્ત કરી આવ્યો. પછી તમરૂશીએ ખજાનામાંથી બેશુમાર ગોહરો પોતા પાસ રાખ્યાં અને દારાબને બંદીખાનેથી બહાર કહાડી તેનાં તન ઉપરના ભારી બંધ તોડી નાખ્યા. તેને દારાબે પુછ્યું કે "તમો મને કયાં લઇ જવા ચાહો છો?" તેને તમરૂશીએ સર્વે વાતે વાકેફ કીધો જેથી દારાબ કહેવા લાગ્યો કે "હવે હું તો બંધથી ખલાશ થયો તો હવે હું તારા ભાણેજો ઉપર તારી બહેનનો કીનો લીધા પછી આપણે આગળ જઇયે." તમરૂશીએ તેની વાતને કબુલ નહીં કીધી અને આજજી કરી તે કામથી તેને પાછો ફેરવ્યો તેથી દારાબ નાચાર થઇ તેની સાથે કીશ્તી ઉપર સવાર થયો અને કીશ્તી આગળ ચાલતી કીધી. એ વખત પવન ધણો હતો તેથી તે કીશ્તી બામદાદનો વખત નજદીક પોહોંચતાંજ હેનક અકલીનદ નામના જનજીરા તરફ જઇ લાગી ત્યાં દારાબે ફરમાવ્યું કે એ જગ્યા ઉપર કીશ્તી લંગર કરે તેવુંજ કીશ્તીને લંગર નાખ્યું.

---

## ફીરુસના બન્ને છોકરાઓ લશ્કર સાથે દારાબને દુંબાલે આવી પેલા જનજીરામાં ઉતરયા અને પોતાનાં સર્વે લશ્કર સાથે મારયા ગયા તેનો હેવાલ.



દારાબ તથા તંમરૂશી તથા પેલો દરેગો જનજીરાને કિનારે ઉતરયા. તે જગ્યાએ મેવાનાં તથા ફળનાં ઘણાંક ઝાડો હતાં ત્યાથી થોડોક મેવો તોડી ખાધો અને પાણી પી આશાયશ લીધી. ત્યાં તંમરૂશી એક ખ્વાબ જોઇ જાગી ઉઠી અને પેલા બુઝર્ગ દરોગાની આગળ કહેવા લાગી કે "મેં ખ્વાબમાં એવું દીઠું કે આ કિનારે બેશુમાર કાગડાઓનું ટોલું જમાં થયું છે અને તેનાં મોહોડામાંથી બેશુમાર આતશના શોલા વરશે છે વાસ્તે મને દર લાગે છે કે એનો ભેદ શું હશે?" પેલા દરોગાએ કહ્યું કે "આપણી પછવાડે હબશી લોકોનું લશ્કર આવતું હશે." એ ગોફ્તેગો કરતાં હતાં એટલામાં દુરથી તંમરૂશી જોય શું કે ઘણી એક કીસ્તીઓ આવે છે. તે દારાબને કહેવા લાગી કે "આ કીશતીઓમાં મારા બન્ને ભાનેજો લશ્કર સાથે આપણી દુંબાલે આવી પોહોંચ્યા હશે વાસ્તે તું કાંઇ નાહાસવાનો ચારો શોધી કાહાડ કે આપણે જીવથી બચ્યે." એવી હિચકારી વાત તંમરૂશીને મોહોથી સાંભળીને દારાબે ગુસ્સાથી કહ્યું કે "તું આ બુલંદ ઝાડ ઉપર સવાર થઇ મારી મરદાંનગીનો તમાશો જો કે એ લશ્કર તથા બેહુ ભાનેજોને એક લેહેજામાં આ દરીયાવની માછલીનો ખોરાક કરી નાખું છું." એટલું કહી પોતે દોડતો જઇ એક સુકું ઝાડ થડ સાથે ઉખેડીને પોતાની ખાંધ ઉપર ઉઠાવીને તે હબશીઓનો રસ્તો બંધ કરી ઉભો.

પેલી કિશતીઓ કીનારે આવી ત્યાં જોય શું કે દારાબ તો એક ઝાડ ઉઠાવી ઉભો છે. તે જોઇ સર્વે હબશીઓએ કિનારે ઉતરી દારાબને વચ્ચે ઘેરી લીધો. દારાબે પોતા ઉપર એવી ઉતાવળ દીઠી તેથી ગુસ્સામાં આવી પેલું ભારી ઝાડ પોતાનાં સર ઉપર ફેરવી મારવા લાગ્યો, જેના

એકેક જરબથી દસ દસ હબશીઓને ગીરદાપેચ કરી નાખતો હતો. એવી આફત જોઇ હબશીઓ હર તરફ નહાસવા લાગ્યા. તે લડાઇમાં પેલો બુઢો દરોગો હબશીઓના હાથ ઉપર મારયો ગયો. એમ કરતાં રાતનો વખત થવા આવ્યો ત્યારે સર્વે લડાઇથી પાછા ફરયા. દારાબ પેલાં ઝાડ ઉપર જ્યાં તંમરૂશી બેઠી હતી ત્યાં બેઠો.

વળી તે જંજીરામાંથી બે મોટા હાથીની મીસાલના રીંછ એક એકની પછવાડે પોતાની ખાંધ ઉપર ભારી લાકડું ઉઠાવી આવ્યા. ત્યાં હબશીઓનું ટોળું જોઇ તે રીંછ ગુસ્સામાં આવી બરાડ મારી પેલા લાંકડાંના જરબ તેઓ ઉપર મારવા લાગ્યાં. એ મામલો જોઇ શાહુ તથા માહુએ સર્વે સીપાઇઓને હુકમ કીધો કે શેતાબ અમારી પછવાડે આવી પોહોંચો કે એ બળાને આપણે નાબુદ કર્યે. એ તો બીજા બબે દારાબ આપણા લશ્કરના દુશ્મન થઇ આવ્યા છે. એટલું કહી તલવાર ખેંચી તેઓ રીંછ ઉપર ધસ્યા. મગર તે રીંછોએ તે સર્વે લશ્કર તથા બન્ને ભાઇઓને છુંડી નાંખ્યા. આખર તે બીચારાં રીંછોબી ઘણાં જખમી થયાં હતાં તે સબબથી પોતાનો પ્રાણ ખોહયો. ત્યાર બાદ તે જગ્યાએ એકાએક પવન એવો નિકળી આવ્યો કે પેલા કીનારેના જખમી તથા મુવેલાં માણસો ઉડી જઇ દરિયાવમાં પડવા લાગ્યાં અને તે પાણી જોસમાં એવાં આવ્યાં કે તે કિનારેના ઘણા એક ઝાડો તેમાં નજર નહીં આવતાં હતાં અને પેલી કીશતીઓ જે લંગરવાર હતી તેના દોરડાં તુટીને તે કીશતીઓ તોફાનના સબબથી આગળ ધસડાઇ ગઇ.

દારાબ તથા તમરૂશીએ તેઓ ઉપર ખોદાની તરફથી એવો ખોફ જોયો તથા પોતા ઉપર ખોદાની બક્ષેસ દીઠી ત્યારે પોતાના હાથ દાદારની તરફ ઉંચા કરી તેની જનાબમાં દુવા માંગવા લાગ્યાં કે "અય બારેહકતાલા! તું શિવાય નાપાયદારને પાયદાર કરનાર કોઇ બીજો નથી." એવી ઘણીએક દુવા કરી તે પાણીમાં ઓત આવી તથા પવન નરમ પડયો ત્યારે ઝાડ ઉપરથી બન્ને જણ નીચે ઉતરયાં અને ભુખના સબબથી ઝાડો ઉપરથી

મેવો તોડી, ખાઇને પાણી પી તનદરોસ્ત થયાં. ત્યારબાદ દારાબે તે જંજીરા ઉપર જઇ કેટલાંએક લાંકડાંનો એક તરાપો કરી પેલા દરિયાવમાં તરતો મુકયો અને બીજો ઘણોએક મેવો તથા ફળ લઇ બન્ને જણ તે તરાપા ઉપર સવાર થઇને આગળ ચાલ્યાં.

---

## દારાબ છ મનારાના જંજીરામાં ગુમ થયો તેને એક પીરમરદે ખોઆબમાં રાહ દેખાડી તે વગેરે બીજો હેવાલ.

---

દસમે દાહાડે દારાબે એક જંજીરો દીઠો ત્યારે તમરૂશીને પુછયું કે એ મકાનનું નામ શું છે? તે કહેવા લાગી કે એને છ મનારાનો જંજીરો કહે છે. પછી બન્ને જણ તે જંજીરાને કિનારે ઉતરયાં. ત્યાં જઇ તમરૂશીને કહ્યું કે "તું કીનારા ઉપર બેસ! હું ઉપર જઇ કાંઇ ખાણું હોય તે લઇ આવું." એટલું કહી પોતે ઉપર ગયો ત્યાં જોય છે તો એક બુઝર્ગ પહરેજગાર બેસી બંદગી કરે છે. તેને પુછવા લાગ્યો કે તું કોણ છે. તેણે જવાબ વાળ્યો કે "હું આ છ મનારાના જંજીરામાં કોઇને પણ જવાની રાહ બંધ કરવા બેઠો છું. સબબ કે એ જંજીરામાં જે જાય છે તેઓ પાછા આવતા નથી વાસ્તે તું એમાં જવાની મરજી રાખતો હોય તો એ મનારાની ઉપર તખ્તી લખી છે તે વાંચ!" તખ્તી દારાબ વાંચવા લાગ્યો પણ તેનો કોઇબી હરફ તેને ઉકલ્યો નહીં જેથી નાચાર થઇ તે પીરમર્દને કહેવા લાગ્યો કે "મને એનો એકબી દસતખ્ત ઉકળતો નહીં." પીરમરદે કહ્યું કે "હવે મારી ખાતરી છે કે તું એ જગો ફસવાનો નહીં." દારાબે તેને પુછયું કે "તું તો કહે છે કે એમાં કોઇબી જાય છે તે ફરી આવતો નથી પણ એ જંજીરાનો તો દરવાજો ખુલ્લો નજર આવે છે." તેણે

કહ્યું કે "હું તને કહું તે સાંભળ. એ જંજીરો શેહેનશાહ ગયોમરસનો બનાવેલો છે તે એટલા માટે કે કોઇ પોતાને તોખમના પાદશાહાને ગંજની ખુટ પડે તો એ જગ્યાથી લઇ જાય. ત્યારબાદ નેક શાહ જમશેદે એ જગોનો એવો ભેદ કીધો છે* કે કોઇ એમાંથી ખજાનો લઇ જાય નહીં. કદાપી કોઇ લોભનો મારયો આવી એમાં જાય તો પાછો આવે નહીં વાસ્તે તું જેવા નવજવાન બચ્ચાંને એમાં જવું જોઇએ નહીં." દારાબે એવા સુખન તેની ઝબાનથી સાંભળ્યા તેથી કહેવા લાગ્યો કે "એમાં ભેદ શો છે તે મારે જોવો જોઇએ." એટલું કહી દરવાજામાં દાખલ થયો. ત્યાં આગળ જઇ જોય છે તો એક સીડી તેને નજર આવી. પછી પાછો ફરી જોય છે તો પેલો દરવાજો તેની નજરથી ગુમ થઇ ગયો જેથી ગાભરો પડી હરતરફ દરવાજો ઢુંડવા લાગ્યો પણ રાહ પામ્યો નહીં, ત્યારે વમાસવા લાગ્યો કે કોઇ મરદ અથવા ઓરત બુઝર્ગોનું કહેવું સાંભળે નહીં તે એવી રીતે આફતમાં આવી ફસે. એવો અંદેશો કરી તે મનારાની સીડી ઉપર ચહડવા લાગ્યો. તે મનારાનું મકાન ત્રણસો વાંમ ઉચું હતું. તે મનારા ઉપર જઇ જોય છે તો પેલા ગંજની ઉપર એક મોગરને ચાલાકીથી ફરતું દીઠું. પણ તેવામાં દારાબ ઉપર ખ્વાબે ગલબો કીધો તેથી ઉંઘાઇ ગયો. પછી જે પીરમર્દે યમનના જંજીરામાં મદદ કીધી હતી અને બે ગોહરોનો દાબડો આપ્યો હતો તેને ખ્વાબમાં આવી ઘણીક નસિહત કીધી કે "પેલા પહરેઝગારે મના કીધા છતાં તું હુજતનો મારયો આવીને બળામાં ફસ્યો પણ હવે તું ફરીને કોઇ બુઝર્ગના કહેવાને રદ કરતો ના." એટલું કહી તેણે એક નિરંગ શિખવી કહ્યું કે "તને એ નિરંગનો ખપ હવે પછી ઘણો પડશે. તારા ઉપર એવી આફત આવી પડે ત્યારે તું પાક ખોદાના એ કલામો પહડજે કે તેજ વખત તારો છુટક થશે." વળી કહ્યું કે "તું એ ખ્વાબથી

* જમશેદના આ ખજાનાને "ગંજે ગાવ" અથવા "ગંજે ગાવાન" કહે છે. સાસાની પાદશાહ બહેરાંમના વખતમાં કહે છે કે આ ગંજ શોધી કાઢવામાં આવ્યો અને ગરીબોમાં તે વેહેંચી આપવામાં આવ્યો હતો. ખુસરો પરવીઝના એવા જાતજાતના ૮) ગંજો યાને ખજાનાઓ હતા.

બેદાર થશે ત્યારે તારી હજુર એક પચરંગી મોર્ગ આવશે તેના પગને સુફેદ રસી તું બાંધેલી જોશે ત્યારે શેતાબ તે રસી તારા હાથમાં પકડી તે ઉપર સવાર થજે અને તે મોર્ગ હવા ઉપર ઉડે ત્યારે શેતાબ તારી બેહુ આંખ વીંચજે પછી તારા પગ જમીન ઉપર લાગે તેવોજ તું આંખ ખોલી શેતાબ ઉતરી પડી પેલી રસી છોડી દેજે." એટલું કહી પોતે ગુમ થઇ ગયો. દારાબ ખ્વાબથી બેદાર થઇ જોય છે તો પેલા બુઝર્ગના કહ્યા મુજબ એક મોર્ગ આવી ઉભો તે જોઇ શેતાબ તેના પગની રસી હાથમાં પકડી તે ઉપર સવાર થયો તેજ વેળા તે હવા ઉપર ઉડયું અને જયાં તમરૂશી બેઠી હતી ત્યાં જઇ ઉભું. દારાબના પગ જમીન ઉપર લાગ્યા તેજ વેળા આંખ ખોલી જોવા લાગ્યો, ત્યાં તમરૂશીને સુતેલી દીઠી. તેવામાં પોતે મોર્ગ ઉપરથી ઉતરી પડયો અને પોતાના હાથમાંની રસી મેલી દીધી તેજ વેળા તે મોર્ગ તેની નજર આગળથી ગુમ થઇ ગયું, તે જોઇ હકતાલાની જનાબમાં તેણે ઘણીક દુવા કીધી ત્યારબાદ તમરૂશીને ખ્વાબથી બેદાર કરી પોતા ઉપર બનેલી સર્વે વાત તેની આગળ કહી. તે સાંભળી તમરૂશીએબી દાદારના શુક્રાના કીધા. પછી બન્ને જણાં એક એક સાથે ખુબ રવેસથી મળ્યાં અને મેવો હતો તે ખાઇ પાણી પી તાજાં થઇ તેઓ પાછાં પેલા તરાપા ઉપર સવાર થઇ આગળ ચાલ્યાં. દરિયાવમાં પખવાડયું ગુજરયું ત્યારે એક જંજીરો નજરે આવ્યો, જે જંજીરાની તરફ તરાપો ચલાવ્યો અને કીનારે જઇ ઉતર્યાં. ત્યાં જોય છે તો એક સોદાગર પોતાની કીસ્તી ઉપરનાં માણસો સાથે બેસીને ખાણું ખાય છે. તેણે દુરથી દારાબને પિછાણ્યો ત્યારે પોતે તે શુફરા ઉપરથી ઉઠી આવી તમરૂશીને તથા દારાબને લઇ જઇને ખાણું ખાવા બેસાડી કહેવા લાગ્યો કે "મેં તને એક દિવસ કેરમાનના મુલકમાં હબશીઓ સાથે લડતાં દીઠો હતો વાસ્તે હું તને સલામત જોઇ ખોદાના શુક્રાના કરૂં છું કે આપણે બન્ને જણ જીવતા આ મકાન ઉપર મળ્યા." એટલું કહી પુછવા લાગ્યો કે તારી એ તરફ આવ્યાની મુરાદ શુ છે તે તું રાસ્ત કહે. તેને દારાબે પુછ્યું કે "આ જંજીરાનું નામ શું છે?" સોદાગરે કહ્યું કે

"એને શંકરૂનનો જંજીરો કહે છે." એટલું તે સોદાગરનું બોલવું કે તમરૂશી લરજામાં પડી દારાબને કહેવા લાગી કે "મને એ જંજીરા વિષે કાંઇ યાદ નહીં મગર એ તો કનતરસના બાપનો જંજીરો છે, વાસ્તે તું મારા તથા તારા હકમાં ફાયદો જોતો હોય તો શિતાબ પાછો ફર. મેં તારી સર્વે બીના કાગજમાં લખી એની ઉપર મોકલી છે વાસ્તે એ તારી રાહ જોતો બેઠો છે ને તું પોતાને પગે ચાલીને તેનાં ફાંદામાં આવ્યો છે. એની પાસે ઘણાએક ચુનંદા હબશીઓનું લશ્કર રહે છે. તું એને કનતરસ મીસાલે આશાન ના જાણતો." પેલા બુઢાએ તમરૂશીને મોહડેથી એ સખુનો સાંભળ્યા ત્યારે પુછવા લાગ્યો કે "એ ઓરત! તું એને શું કહે છે?" તેને દારાબે સર્વે વાતે વાકેફ કીધો ત્યારે તે બુઢાએબી દારાબને મના કીધો અને તે ઉપરાંત બીજી ઘણીએક નસીહત કીધી ત્યારે દારાબે તેને કહ્યું કે "મારે એક કમાન ખરીદ કરવી છે તે હું ખરીદ કરી હયાંથી પાછો ફરીશ વાસ્તે આપણે બજારમાંથી એક કમાન તથા તીર ખરીદ કર્યે તો આપણને દરિયાવમાં ઘણો આશરો થાય." પછી તેઓ તમરૂશીને કીસ્તીમાં બેસાડી બજારમાં આવ્યા જ્યાં સોદાગર લોકોએ તરેહવાર કમાન તથા તીર તેઓની આગળ મેલી પણ કોઇ તીર તથા કમાન દારાબને પસંદ પડી નહીં ત્યારે એક સોદાગરે પોતાના હબશી ગોલામોને હુકમ કીધો કે "તમો જઇ આપણી વખારમાં બે મોટી ભારી કમાન છે તે લઇ આવો." તેના હુકમથી બે હબશીઓ કમાન ઘસડતા ઘસડતા લઇ આવ્યા. દારાબ તે કમાન આશાનીથી ઉઠાવીને દુકાનદારને કહેવા લાગ્યો કે "એનો હું ચીલ્લો ચહડાવી જોઉં જો તુટે તો તારો માલ તને પાછો મળશે." ત્યારે તે સોદાગર હસી કહેવા લાગ્યો કે "તું સુખે એનો ચીલ્લો ખેંચ!" તેજ ઘડી ચીલ્લો ખેંચ્યો કે તેના બે તુકડા થઇ ગયા. એવો દેલાવર જોઇ સર્વે લોકોએ દારાબને કહ્યું કે "તારે લાયકની કમાન તથા તીર પાદશાહ શંકરૂનશાહ પાસે મોજુદ છે; જો તે કમાનને તેં ચીલ્લો ચહડાવ્યો તો તું એમજ જાણજે કે હફ્તે કેશવર જમીનમાં તારી મીસાલનો કોઇજ નથી. બીજાું તે કમાનને ચીલ્લો ચહડાવે તો હમારા શહેરના પાદશાહે

કરાર કર્યો છે તે મુજબ પોતાની બેટી તારે હવાલે કરશે અને તને પોતાનો દામાદ કરી પાદશાહીનો તાલુકો આપશે વાસ્તે જો તારી ખુશી તેવી કમાન ખેંચવાની હોય તો અમારી સાથે ચાલ."

દારાબે તેઓને મોઢેથી મનભાવતા સખુનો સાંભળ્યા તેથી ખુશી સાથે તે સોદાગર સાથે પાદશાહ શંકરૂનશાહની દરગાહમાં ચાલ્યો. શંકરૂનશાહે તેઓને દીઠા કે પુછ્યું કે "શું મોરાદ ચાહો છો?" પેલા સોદાગરે તેને સર્વે વાતે વાકેફ કીધો, જેથી હુકમ કરી દારાબને તથા તેની સાથેના બુઝર્ગ મરદને બોલાવી ખાણું મંગાવીને તેઓ સાથે ખાવા બેઠો પણ ખુબ રવેશથી દારાબને જોતો હતો અને તેની નજદીક ખાણું ઘણું કમબેશ જોયું તેથી બકોલને ધમકાવી કહેવા લાગ્યો કે "તું મેહેમાનની આગળ ખાણું કેમ થોડું મેલે છે?" તે બકોલ કહેવા લાગ્યો કે "એની આગળ જેટલું ખાણું મુકું છું તેનો એ એકજ નવાલો કરી જાય છે" જેથી હુકમ કીધો કે બીજું પુશ્કળ ખાણું એની આગળ મુકે. તેજ વેળા બીજું ઘણુંએક ખાણું લાવી દારાબની નજદીક મુકયું તે સર્વે ખાણું દારાબ ખાઇ ગયો તે જોઇ શાહ મન સાથે કહેવા લાગો કે એ છોકરો કમાનને ચીલ્લો ચહડાવે એમાં કાંઇ નવાઇ જેવું નહીં. ખાણું ખાઇ શરાબથી મસ્ત થયો ત્યારે શંકરૂનશાહે દારાબને કહ્યું કે "તારી મરજી હોય તો પેલી ભારી કમાન મંગાઉં." દારાબે કહ્યું કે મેહરબાંની થાય. તેજ વેળા શાહે હુકમ કીધો કે અશફંદીઆર વાળી કમાન* લાવે જેથી કેટલાએક હબશીઓ જઇ તે કમાનને ખેંચતા લઇ આવ્યા. તે કમાનના કબજા ઉપર શેહરદેલ અશફંદીઆરનું નામ કોતરેલું દીઠું ત્યારે દારાબનુ હઇડું ભરાઇ આવ્યું પણ શું કરે? શત્રુના દરથી હીંમત પકડી કમરબંધ તંગ બાંધ્યો પછી કમાન જમીન ઉપરથી ઉઠાવી પોતે ગુંઠણમડીયે બેસી પાક

---

* અસ્પંદયારને પેહેલવી તેમજ પાઝંદ પુસ્તકોમાં સરસ નેજો ધરાવનાર કહયો છે જેમકે આફરીનમાં દુવા ગુજારવામાં આવી છે કે 'નીજેહ–વર બેદ ચુન અસ્પંદયાર' યાને અસ્પંદયારની માફક નેજો રાખનાર થજો.

યઝદાનું નાંમ ઝબાંન ઉપર લઇ તેનો ચીલ્લો ચહડાવ્યો. એ મિસાલે ત્રણ મરતબે ચીલ્લો ખેંચ્યો તે જોઇ સર્વે લોકોએ શાબાશ કરી પોકાર ઉઠાવ્યો. એવું જોઇ પાદશાહે કહયું કે "એ કમાન તથા મારી બેટી મેં તને આપી વાસ્તે બીજી કાંઇ તારી ખાયશ હોય તે મારી પાસ માંગ, જે હું અદા કરૂં." દારાબે કહયું કે "મારી ખાહેશ તો તારી બેટી ઉપર નથી પણ એને લાયકના તીર આપે તો તેં મને પાદશાહી આપી એમ હું જાણીશ. તારી બેટી તને મુબારક હોજો."

શંકરૂન શાહે એવા દાનાઇ ભરયા સુખન સાંભળી ખજાનચીને ફરમાવ્યું કે "આપણા ખજાનામાં સામે સવારના ચાલીસ તીરો જે ઘણા જબરદસ્ત છે તે લાવી એને આપે." તેજ વેળા ખજાનચીએ ચાલીસ તીર લાવી દારાબને હવાલે કીધા. દારાબે તે તીરોનો ભાથરો પીથે લટકાવ્યો અને ચાંચી કમાન બગલપર ઓળવી પાદશાહને કુરનશ બજાવી બુઝર્ગ સોદાગર સાથે કીસ્તી તરફ તંમરૂશી બેઠી હતી ત્યાં આવ્યો. દારાબને સોદાગરે શેતાબ કહ્યું કે "હવે આપણે હ્યાંથી આગળ જઇએ આપણે એ જગ્યે નકામી રંજ શું કરવા ખેંચ્યે. એ કમાન ઉપરથી સર્વે તારૂં જોર વખાણી ચુકયા છે. તને પીછાણે કે એજ દારાબ હતો તો આપણને નવેસરથી કીનો ઉઠી ઉભો કરવો પડે." તંમરૂશી પણ કહેવા લાગી કે "એ બુઝર્ગનું કહેવું કબુલ કરે તો આપણે રંજથી ખલાસ થઇ આશાનીથી મારા બાપને ત્યાં જઇ ખુશી ગુજારયે." એવો એતેફાક કરીને તેઓએ કીસ્તી મગરેબ તરફ હાંકી.

---

## ગયો મેહેબર હબશી દારાબની દુંબાલે, તેં કીશ્તી ઉપર મારયો ગયો તે વગરે બીજું દાસ્તાન.



દારાબ તે જગ્યેથી ફત્તેહ સાથે બાહર નિકળી આગળ ચાલ્યો ત્યારે શંકરૂનશાહને આગળી વાત યાદ આવી કે "મારા બેટાઓને મારનાર દારાબ તે એજ હશે સબબ કે કમાન જોઇ તે વખત એનું ચ્હેરો જરદ થઇ ગયો હતો, તે વખત હું કાંઇ સમજ્યો નહીં." પાદશાહથી એવા સુખન સાંભળી બીજાઓ પણ કહેવા લાગ્યા કે "હમોએબી એવોજ હાલ તેનો દીઠો હતો પણ તેનાં યકબાલને જોરે હમોબી ગાફેલ થઇ બેસી રહ્યા, બાકી તે એટલી શું દલેરીથી નામ ઉઠાવી ચાલ્યો જાય?" એવા સુખનો સાંભળી શાહે પોતાનો એક મહેબર નામનો શીપેહસાલાર હતો તેને કહ્યું કે "તું તારા ચુનંદા સવારોને લઇ જયાં હોય ત્યાંથી તેને પકડી લાવ અથવા તો તેનું સર કાપી મારી નજદીક લાવ."

મહેબર તેજ વેળા લશ્કર સાથે દરિયાવને કિનારે જઇ લાગ્યો, અને જોય છે તો દારાબ કીશ્તી ઉપર સવાર થઇ આગળ નિકળી જાય છે તેજ વખત તે પોતાની કીશ્તીઓમાં બેસી દારાબને દુંબાલે ચાલ્યો. દારાબની કીશ્તીના નાખોદાની નજર પછવાડેની કીશ્તીઓ ઉપર પડી જેથી ધાભરો પડી કહેવા લાગ્યો કે "શંકરૂનશાહની ઘણીએક કીશ્તીઓ આપણી પછવાડે આવે છે વાસ્તે હું નહી જાણતો કે હવે આપણી ઉપર શું મુસીબત ગુજરશે." એવા સુખન સાંભળી દારાબે તેને કહ્યું કે "તું કાંઇ ફીકર ના કર! મારા હાથમાં મારા નેયાગાનની કમાન તથા તીરો આવ્યાં છે વાસ્તે હવે પછી લાખો શેરો એકઠા થઇ મારી મુકાબલે આવશે તોએ હું તેઓથી બીહનાર નથી." એમ કરતાં મેહેબરની કીશ્તી આગળ નીકલી આવી. દારાબ ત્યાં જોય શું કે એક હબશી પાહાડની મીસાલનો તે કીશ્તીનાં તુટક ઉપર ઉભો છે ને તેના એક હાથમાં ધાલ તથા બીજા હાથમાં માહીના કાટાનું

હથિયાર પકડેલું છે. તેને એવી હુશિયારીથી ઉભેલો જોઇ પોતે એક તીર કમાન ઉપર ચહડાવી એવો તો જોરથી મારયો કે તે હબશીનું સીનું વીંધી તીર પાર નિકળી ગયો, તેવોજ જઇ તે કીસ્તીની બોરદુ વીંધી પાણીમાં જઇ પડયો. શાહેર કહે છે કે મેં કોઇનું એવું જોર જોયું નહીં હતું. તે કીસ્તી તીરના આચકાને સબબે પાણીમાં ગોતું ખાઇ ઉંધી પડી, તેથી સર્વે લશ્કર દુબી ગયું. એવો મામલો જોઇ બીજી કીસ્તીઓ મોંહ ફેરવી શહેરની તરફ હંકરાઇ ગઇ. તે કીસ્તીઓ કીનારે આવી ત્યારે તેના આદમીઓ તથા લશ્કરે જઇ સર્વે હેવાલ શાહને કહયો તે સાંભળી શંકરનશાહ બેહદ પસ્તાવામાં પડયો.

---

## પોહોંચવું દારાબનું આદમખોર માણસના જંજીરા દરમ્યાન તે વગેરે બીજો હેવાલ.

---

કેટલેક મહિને દારાબવાળી કીસ્તી તોફાનનાં સબબથી આદમખોર આદમીઓનાં જંજીરા તરફ જઇ લાગી. કીસ્તીના નાખોદાને પાણીના જોરથી માલમ પડયું કે આપણે બળાના મોંહોમાં આવી ફસ્યા છીએ, એવો અંદેશો કરી લંગર નીચે ઉતાર્યું, તે નીચે જઇ રેતીને લાગ્યું જેથી પાછું ઉઠાવી તે રેતી સુંઘી જોઇ, તે સુંઘતાંજ બેહોશ થઇ જમીન ઉપર પડયો તે જોઇ દારાબ પુછવા લાગ્યો કે "એને શું થયું?" ત્યારે બીજા કહેવા લાગ્યા કે "હમોને કાંઇ ખબર નથી" એટલાં નાખોદા હોશમાં આવી કહેવા લાગ્યો કે "આપણી કીસ્તી તોફાનના જોરથી આદમખોર જંજીરામાં આવી ફસી છે." તેને દારાબે પુછયું કે "એનું નામ શું છે?" તેણે કહ્યું કે "એને મજકુહેનો જંજીરો કહે છે અને એમાં મરદુમખોર યાને માણસને ખાઇ જનારાં ત્રણ હજારથી વધુ જુદા આદમીઓ રહે છે. આપણે ત્યાં જઇ પોહોંચશું ત્યારે એક મરદ આવી આપણને

પુછશે કે તમો ત્યાં કેમ આવ્યા? તે વખતે તમો કાંઇ બોલતા ના. હું તેનો જવાબ કરીશ." એવી ગોફ્તેગોહ કરતા હતા તેવામાં એક જંજીરો તેઓને નજર આવ્યો અને જોય છે તો તેના કિનારા ઉપર એક હબશી પોતાના ગળામાં ટોલ લટકાવી બેઠો છે તેની નજર દારાબવાળી કીસ્તી ઉપર પડી તેજ વેળા પેલું ટોલ વજાડવા લાગ્યો જેનો અવાજ સાંભળી જંજીરાના કેટલાક હબશીઓ દોડતા આવ્યા. કીસ્તી કિનારે આવી પોહોંચી ત્યારે સર્વે લરજામાં પડયા. એવો મામલો જોઇ દારાબે સર્વેને દિલાસો દઇ કહ્યું કે "હું હમણાં કિનારે જઇ એ સર્વે હબશીઓની ગેરદ કહાડી નાખું છું." કીશ્તીનો નાખોદા કહેવા લાગ્યો કે "એ જગ્યાએ તું હરગેજ થઇ એવી નાદાની ના કરતો. હું મારા ચારાએ કરી એ લોકોથી આપણો બચાવ કરીશ." એટલું કહી લંગર નાખી સર્વે કિનારે ઉતર્યાં. પેલા હબશીઓમાંથી એક હબશી અરકદ જંગી નામનો આવી તે કીસ્તીના તમરૂશી તથા દારાબ સુધાં સર્વેને પોતાના પાદશાહ ખોવારીકની આગળ લઇ ગયો. ખોવારીકે ગોરી ચામડીના માણુસો દીઠાં જેથી ખુશી થઇ પુછવા લાગ્યો કે "તમોને અત્રે કેમ આવવું થયું?" તેને બુઢા નાખોદાએ જવાબ વાળ્યો કે "હમોને કાંઇ તોફાન અત્રે લાવ્યું નથી. હમો સર્વે તારાં શેહેરમાં પોતાની ખુશી ગુજારવા આવ્યા છીયે." ખોહારીકે ખુશી થઇ તેઓને ફરમાવ્યું કે "તમો મારી સાથે ખાણું ખાઇ તમોને પસંદ પડતી જગ્યાએ ઉતારો કરો," એટલું કહી ખાણું મંગાવી સોફરા ઉપર બેઠો. કહે છે કે ખોહારીકે કીશ્તીના માણુસોમાંથી એક માણુસના કવાબ કરી લાવવા ફરમાવ્યું તેજ ઘડી એક હબશી બકોલે તેમાંનું એક માણુસ વેતરી તેના મશાલાદાર કવાબ કરી સુફરા ઉપર લાવ્યો તેની લેહજતથી સર્વે હબશીઓ ખુશીમાં આવ્યા. એ રવેશે દશ દસ માણુસનો નાસ્તો કરી ગયા. કહે છે કે ખોહારીકની ઓરત મનકો નામની ઘણી બદસુરત હતી તે નાપાક ઓરત દારાબ ઉપર આશક પડી હતી અને ખોહારીક પાદશાહ જે ઘણો બદસીકલ હતો તે ચંદ્રમાને ઝળકાતની તમરૂશી ઉપર ગાલેબ આવે તે વાસ્તે ઘણો શરાબ પીતો હતો. ખાણું ખાઇ શરાબથી મસ્ત થયા ત્યારે પોત પોતાને

મકાને ગયા અને ખોહારીક, દારાબ, તમરૂશી અને પેલો બુઢો સોદાગર ત્યાં બેસી રહ્યા. દારાબે પણ શરાબ ઘણો પીધો હતો તેના સબબથી તે ત્યાંજ ખ્વાબ ગુજારવા લાગ્યો. ખોહારીકે એક હબશીને બોલાવી ફરમાવ્યું કે તમરૂશીને ફલાણા મેહેલમાં આરામ કરાવે. તે તમરૂશીને ત્યાં ખ્વાબ કરવા લઇ ગયો. વળી ખોહારીકે ફરમાવ્યું કે પેલા બુઢા સોદાગરને મુસ્કા બાંધી કેદ કરે અને દારાબને ઉઠાવી દરિયાને કિનારે નાખે. પછી ખોહારીક પોતે તંમરૂશી ઉપર આશક થયો હતો તેથી ફરસુદ જોઇ શીહા રાતની વેળા પેલા મેહલ તરફ જવા લાગ્યો પણ તેના પગ જમીન ઉપર ઠરતા નહીં હતા તેથી તે પાદશાહેબી મેહલની નીચે ખ્વાબ કીધો. ખોહારીકની ઓરત દારાબ ઉપર આશાક પડી હતી તે રાતને વેળા એકલી કોટની સરીલ ઉતરી તેની સોડે ગઇ પણ દારાબને શરાબની કેફ એવી લાગુ થઇ હતી કે તેને કોઇ મુકીનો માર મારે તોપણ કશી ખબર પડે નહીં, એવી હાલતમાં તે પડેલો હતો. ખોહારીકની ઓરતે દારાબને પુર ખ્વાબમાં દીઠો ત્યારે તે તેને પોતાના દાંત તથા હાથના નખ મારવા લાગી પણ દારાબ જાગ્યો નહીં તેથી એશ્કની મસતીમાં આવા તેની ગોદમાં ઉંઘાઇ ગઇ. કહે છે કે દારાબનો શરાબ ઉતરી ગયો અને ઉઠી ઉભો થયો તો જોય શું કે પેલી બદશીકલ ઓરત પોતાની ગોદમાં ઉંઘાઇ ગઇ છે! એ મામલો જોઇ તેણે તે નાપાક ઓરતને ઉઠાવી દરિયામાં ફેંકી દીધી. પછી અંદેશો કરવા લાગ્યો કે તંમરૂશી કયાં હશે?

પેલી તરફ ખોહારીકના છોકરાઓએ પોતાની માને તે જગ્યાએ દીઠી નહીં તેથી બરાડ મારી રડવા લાગ્યા તેનો અવાજ સાંભળી ખોહારીક ખ્વાબથી બેદાર થયો.. તેણે મનકોની શોધ કીધી પણ કશી નીશાન પાંમ્યો નહીં. તેણે પોતાના મનમાં પાપ યાદ કરયું કે આપણે કાલ રોજે ગુનાહ ભરેલું કામ કીધું કે ઘણાએક માણસને કતલ કરી ખુશીમાં આવી તેના કવાબ ખાધા તેથી આપણી ઉપર ખોદાથી ગજબ ગુજરયો છે તેથી મારા મેહલમાંની ઓરતને કોઇ લઇ ગયું હશે, વાસ્તે તમો પેલી ઓરતને તથા તેના આશનાવને એ જગ્યાથી બાહાર જંગલમાં કાહડો તો આપણી

રાણી મળી આવશે એવી મારી ખાત્રી છે. એવો અંદેશો કરી ખિદમતગારને ફરમાવ્યું, જેણે જઇ તંમરૂશી તથા દારાબને કહ્યું કે તમો લોકોને હમારા પાદશાહનો હુકમ છે કે ખુશી પડે ત્યાં તમો તમારો માર્ગ પકડો. દારાબે અંદેશો કરયો કે મેં તેની ઓરતને જીવથી મારી છે તેનો ખોફ તે નહીં લાવતાં એવો મેહરબાનીનો સુખન કાહાડે છે તો હવે આપણો રસ્તો ઢુંડવો બેહતર છે. એવો અંદેશો કરી તંમરૂશીને સાથે લઇ તે આગળ ચાલ્યો. જંગલથી મેવો ખાઇ પોતાનું ગુજરાંન કરતાં કેટલેક દિવસે તેઓને દરિયાનો કિનારો નજર આવ્યો, ત્યાં એક કીશ્તી પડેલી જોઇ જેથી ખોદાની દરઘાહમાં દુવા કરી તે જંગળમાંથી ઘણોક મેવો પોતાની સાથે લઇ બન્ને જણ કીશ્તીમાં સવાર થઇ આગળ ચાલ્યાં.

---

## પોહોંચવું દારાબ તથા તમરૂસીનું તબલુશના જંજીરામાં જ્યાંથી શાપુર સોદાગર તમરૂશીને લઇ ગયો તે વિગેરે બીજો હેવાલ.

---

દારાબની કીશ્તી ઘણેક દાહાડે તબલુશને કિનારે જઇ લાગી અને બન્ને જણ તે જંજીરામાં ઉતરયાં. તે શેહરનો પાદશાહ શેકારે ગયો હતો તે આગળ નીકલી આવ્યો હતો તેને આવી દારાબને બેગાંનો મરદ જોઇ પુછયું કે "તારૂં અત્રે આવ્યાનું શું કાંમ હતું? તું રાસ્ત નહીં બોલશે તો એ જગે મારયો જશે." તેને મોહડેથી એવા તુંદ બરજોરી ભરયા સુખન સાંભળી દારાબે ગુસ્સામાં આવી તેને ઘોડા ઉપરથી ઉઠાવી એક મોર્ગની મીસાલ દરિયાવમાં ફેંકી દીધો અને તેનો ઘોડો પોતે લઇ લીધો, પછી તંમરૂશીને કહ્યું કે "તું શેતાબ એ જગ્યાથી જઇ પેલું બુલંદ ઝાડ દેખાય છે તે ઉપર ચઢી બેસ. મબાદા કોઇ એના સાથી આવતા હશે તો મારે તેની મુકાબલે થવું પડશે." એવી ગોફ્તેગોમાં હતાં તેટલાં ગેરદ ઉડી

તેમાંથી બેશુમાર હબશી લશ્કર જુંમબેશ મારતું આવી પોહોંચ્યું. અને જોય છે તો પોતાના પાદશાહનો ઘોડો દારાબની તાંગ નીચે છે! જેથી ઘાભરા પડી દારાબને પુછવા લાગ્યા કે "હમારો પાદશાહ કયાં છે?" દારાબે જવાબ વાળ્યો કે "તમારો સાહેબ તો દરિયામાં ગોતાં ખાઇ મુવો છે. તમો ચાલ્યા જાવ." હબશી લશ્કરે તેની ઝબાંનથી એવા સુખન સાંભળ્યા તેથી ગુસ્સાથી સર્વે દારાબ ઉપર તુટી પડયા. દારાબ તે વખત ભુખ્યા શેરની મીસાલ હબશીઓને પંજા મારતો. તેની એકેક મુકીથી તે જંગી હબશીઓના નાખમાંથી પાંણીની મિસાલ ભેજાું નિકળી પડતું હતું. તે ઘોડાને ડાબી તથા જમણી બોરદુ એકદમ ઝોકાવતો હતો જેના આચકાથીજ કેટલા-એકને છુંડી નાખતો હતો. એક હબશી સવારને ઉઠાવી તેની સંફ્રમાં ફેંકતો તેથી કેટલાકને ગીરદાપેચ કરી નાખતો હતો એવી સખત લડાઇ જોઇ હબશી સીપાઇઓ શાહુ પાદશાહ પાસે નાહાસી ગયા. શાહુએ તેઓને પુછયું કે "તમો શા સબબથી નાહાસી આવ્યા છો?" તેઓએ શાહુને કહ્યું કે "કોઇ ઇરાની શીકલના છોકરાએ આપણા પાદશાહ સાથ તેના બેટાઓ અને ઘણાક જંગી સીપાઇઓ માર્યા છે." શાહુએ તેઓથી એ વાત સાંભળી જારીનો પોકાર ઉઠાવ્યો. શાહુ પાદશાહ કનતરસનો ભાઇ હતો તેણે એ વાત સાંભળી તેથી ગુસ્સામાં આવી કહેવા લાગ્યો કે "મારા ભાઇઓને મારનાર એજ દારાબ ઇરાની હશે વાસ્તે તમો શિતાબ મારી પછવાડે આવો કે આપણે તેની ઉપર મારા ખેશીઓનો કીનો લઇએ." એટલું કહી તે પાદશાહ પેલી લડાઇની જગ્યાએ ચાલ્યો.

તે જંજીરામાં એક મેરાશ નામનો પારસી રહેતો હતો તે દારાબની લડાઇ જોઇ આજેજ થતો હતો. તેણે પેલા હબશી સીપાઇઓને નાસી ગયલા જોયા ત્યારે દારાબ પાસે જઇ અરજ કીધી કે "હું પારશ શહેરનો પારસી મેરાશ નામ ધરાઉં છું વાસ્તે જરા મારા ઘરમાં આવી આરામ કરે તો મારૂં સર આસમાનને લાગે." દારાબ તેના રાસ્ત બોલવાને કબુલ કરી તમરૂશીને સાથે લઇ તેને ઘરે ગયો. મેરાશે તેઓની આગળ ખાણું

લાવી હાજર કર્યું જે ખાણું બન્ને જણે ખાધું. પછી ખ્વાબ કીધો. પેલી તરફ શાહુ હબસી ફોજ લઇ તે જગ્યાએ આવ્યો ત્યાં દારાબને જોયો નહીં તેથી હર તરફ છુપા જાસુસો મુકયા. બામદાદ વખતે એક જાસુસ મેરાસનાં ઘર તરફ છુપો આવી જોય છે તો દારાબ તેનાં ઘરમાં છે તેજ વેળા શાહુને ખબર કીધી. શાહુએ શિતાબ લશ્કર સાથે આવી તે ઘરને ઘેરો ઘાલ્યો. દારાબે તેઓની આવી જબરી દીઠી તેજ વેળા પેલા ઘોડા ઉપર સવાર થઇ તે હબશીઓ ઉપર ભુખ્યા શેરની મીસાલ જઇ પડયો. તે લડાઇ સાંજ સુધી ઘણી જોશથી થતી હતી. આખર હબશીઓ ઘણા મારયા ગયા અને તેઓની લોઠના એટલા ટેકડા થયા હતા કે ઘોડાઓને પગ મુકવાની જગ્યા નહીં મળતી હતી! એવી ખુનરેજી જોઇ બાકી રહેલા હબશીઓ નહાસવા લાગ્યા તોપણ દારાબે તેઓનો દું‌બાલો છોડયો નહીં. મેરાશને તમરૂશીએ કહ્યું કે "તું જઇ દારાબને જોઇ આવ કે હજુર સુધી તે કેમ નહીં આવ્યો!" મેદાશ દારાબને જોવા ગયો. બન્યું એવું કે શાપુર સોદાગર તમરૂશીને જોઇ આશક થયો હતો તેથી તમરૂશીને એકલી જોઇ પોતે આંસુ ભરેલી આંખ કરી તમરૂશીની પાસ ગયો અને કહેવા લાગ્યો કે "બીચારો ઇરાની પેહેલવાન હબશીઓના હાથ ઉપર માર્યો ગયો તે દુઃખની હકીકત મેરાશને જણાવવા હું આવ્યો છું તે કયાં ગયો?" તમરૂશી તેને મોહડે એ સુખન સાંભળી પોતાના ચોટીના બાલ પીખવા લાગી અને આંગના કપડાં ચાક કરવા લાગી, તેને શાપુરે દિલાસો આપી કહ્યું કે "તું દારાબના ગુજરવાથી જારી કરે છે પણ પડોસીઓ જાણશે તો તને પકડી શાહુ આગળ લઇ જશે માટે તું ખામોશી અખત્યાર કરે તો બેહતર છે." તમરૂશીએ તેને કહ્યું કે "દારાબ કાંઇ મારો ખાવીંદ નહીં હતો મગર તેણે મને મારા બાપને મુલક પોહોંચાડવા પોતાનો પ્યારો જાન ખોયો છે તેનો મને ગમ લાગે છે." શાપુરે ફરી કહ્યું કે "તું ચાહતી હોય તો મારી કીસ્તી આજ ઉપડનાર છે વાસ્તે તને આશાનીથી દારાબની મિસાલે હું તારા બાપને ત્યાં પોહોંચાડું." તમરૂશી દારાબનાં મરણની ખબર સાંભળ્યાથી નાવારેશ

થઇ હતી તેથી શાપુર સાથે તેની કીસ્તીમાં જઇ બેઠી. શાપુરે તેજ વેળા પોતાની કીસ્તી હંકારી.

મેરાસે આગલ જઇ હબશીને પુછ્યું કે "પેલો ઇરાની પેહેલવાન કયાં છે?" જેણે બળાપાના જોશમાં મેરાસને કહ્યું કે "તેને તો કટકા કરી શાહુએ બાળી નખાવ્યો." મેરાશે તેની ઝબાનથી એ સુખન સાંભળ્યાથી અંદેશો કરવા લાગ્યો કે હવે મારાથી આ તરફ રહેવાશે નહીં એવો અંદેશો કરતો પોતાનાં ઘર તરફ આવ્યો ત્યાં તમરૂસીને જોઇ નહીં તેથી તમરૂસીની છુપી શોધ કરી પણ તે મળી નહીં. તેથી પોતે તે જંજીરો છોડી બીજા જંજીરા તરફની કિસ્તીમાં બેસી નિકળી ગયો. દારાબ હબશીઓની લડાઇથી ફતેહ પામી મેરાસનાં ઘર તરફ આવ્યો અને તમરૂશી તથા મેરાસ પારસી ને જોયાં નહીં તેથી પડોસીઓને પુછવા લાગ્યો કે "આ ઘરનાં માણસ કયાં ગયાં?" તેઓએ કહ્યું કે "મેરાસ તો પોતાનાં ઘરનો અસબાબ લઇ આ શેહેરથી બીજે શેહેર ધાકનો માર્યો નહાસી ગયો છે." દારાબે વિચાર્યું કે મેરાસે તમરૂસીને ખુબસુરત જોઇ દગો કીધો છે, વાસ્તે મારે તેને પકડી સજા કરવી જોઇએ. એવો અંદેશો કરી પોતાની કીસ્તી ઉપર બેસી તે ત્યાંથી આગળ ચાલ્યો.

---

## પોહોંચવું દારાબનું ઉરશના જંજીરામાં ત્યાં જંગદલીશાહ સાથે નેકા કરીને તે શેહેરનો પાદશાહ થયો તે વગેરે બીજો હેવાલ.

---

દારાબની કીસ્તી તોફાનના સબબથી ઘણેક દિવસે ઉરૂસના જંજીરા તરફ જઇ લાગી. દારાબ તે જંજીરામાં ઉતરી હર તરફ ફરતો હતો. તે જંજીરાના પાદશાહ લકનાદશાહને ખોવાબ થયો તેની તાસીર પોતાના શેહરમાં એક શીતારેશનાસ હકીમ રેહેતો હતો તેને પુછવા બોલાવી કહેવા

લાગ્યો કે "મેં આજે ખ્વાબ જોયો છે કે એક અજીમ ફોજે મારાં શેહર પર ચહડી આવી મારાં લશ્કરની ગેરદ કાહાડી નાખી છે; તેના સબબથી હું આજોરદે થયો હતો એટલાં મારી નજર એક નવજવાન ઉપર પડી. તેને મેં મદદે બોલાવ્યો જેણે પેલી ફોજને મારી હટાવી જેથી હું ખુશીમાં આવી તે જવાનને મારા બાગમાં ફરવા લઇ ગયો. તેને મેં એક ફુલનો તોરો આપી મારાં પાદશાહી તખત ઉપર બેસાડયો છે. તેની તાસીર જે હોય તે રાસ્ત કહે!" સીતારેશનાશે તેને કહ્યું કે "તેં ખોવાબમાં લશ્કર દીઠું તેની તાસીર કાલ રોજે તું એ જોશે કે તારી ઉપર દુશમન ગલબો કરી તારૂં શેહર લેવા આવશે તે વખત તું એક નવજવાન ઇરાંની પેહલવાનની મદદ લેશે જે પેલા લશ્કરની ગેરદ કાઢશે. તું તેને તારી બેટી સાથે પરણાવી પાદશાહી તખત ઉપર બેસાડશે. તે કાલ રોજે કીસ્તીમાં તોફાનના સબબે આપણા જંજીરામાં સુરજ ઉગતી વેળા ઉતરશે અને પેલી અજીમ ફોજ તે બામદાદને વેળા તારી રૂબરૂ થશે."

લકનાદે ખાબ એવી તાસીર સાંભળી તેથી પોતાની હુસ્યારીમાં રહી ઘણુંક લશ્કર જમા કરી સાવચેતી રાખી બેઠો. બીજે દીને તેનાં શેહેર પર બીજા જંજીરાના પાદશાહે ઘણુંક લશ્કર સાથે આવી રાજની માંગણી કીધી. અગરજો શેહેર ખાલી કરી નહીં આપે તો શેતાબ લડાઇની સંફ સમારે. એ પેગામ સાંભળી લકનાદે લડાઇની સંફ સમારી કે બન્ને લશ્કર એક સાથે ભેલાઇ ગયું, અને સુરજ માથે આવે એટલામાં લકનાદનું ઘણું લશ્કર મારયું ગયું અને જીવતા રહ્યા તે પોતાનો જાન બચાવી મેદાનમાંથી નહાસવા લાગ્યા.

દારાબ તેજ દીને સુરજ માથે આવ્યો ત્યારે કીસ્તી ઉપરથી ઉતરી તે શેહેરમાં ફરવા નિકળ્યો હતો. લકનાદે પોતાના સિપાઇઓને નાહસતાં દીઠા તેથી તેઓને દિલાસો આપી પોતે સીતારેશનાશને પુછવા લાગ્યો કે "તેં પેલો મરદ કહ્યો તે કયાં છે?" તેણે કહ્યું કે "તું મારી સાથે આવ આપણે તેને જોઇ કહાડીયે." પાદશાહ તથા નજુમી જોવા નિકલ્યા

એટલામાં દારાબ તેઓને મળ્યો. નજુમીએ તેને કહ્યું કે "આ શખ્સ છે." લકનાદે દારાબની નજીક જઇ પોતાનો હેવાલ કહ્યો તેજ વેળા દારાબે લડાઇનો સામાન તથા ઘોડો તલબ કીધો. લકનાદે ભારી ગોરજ સાથે તે હવાલે કરયું. એક લેહેજામાં દારાબે પોતાના હરીફનાં લશ્કરને તારાજ કીધું. લકનાદે તેની દિલેરી તથા બાજુનું જોર જોયું તેથી તે ઉપર ખુશ થઇ પોતાની બેટી જંગદલીશાહ નામની ઘણી ખુબસુરત હતી તેની સાથે તેના નેકા કરી આપ્યા અને પોતાનું તાજ તેનાં સર ઉપર મુકી પાદશાહી તખ્ત ઉપર બેસાડી પોતે તેની સામે હાથ બક્ષ કરી ઉભો ! દારાબ તે શેહેરમાં મોટી નામદારીથી પાદશાહી ચલાવા લાગ્યો અને તે ઘણાક જંજીરા પોતાને તાબે કરતો ગયો. દારાબને એ જગ્યા રાખી પેલી તમરૂશી તથા મેરાસ પારસી ઉપર શું મુસીબત ગુજરી અને ત્યારબાદ તેઓને દારાબ શી રીતે મળ્યો તે દાસ્તાન શરૂ કર્યે.

---

## શાપુર સોદાગર તમરૂશીને ફરેબ દઇ પોતાને શેહર લઇ ગયો ત્યાં મેરાશ પારસી તમરૂશીને મળ્યો તેઓ શાપુરને કતલ કરીને નિકળી ગયાં તે વિગેરે બીજો હેવાલ.

---

શાપુર તમરૂશીને ફરેબની જાળમાં ફસાવી પોતાને શેહેર લાવ્યો જ્યાં તમરૂશી ઉપર જાસ્તી કરવા ચાહી; મગર તે ઓરત તેનાં બુરા ફેલ પારખી ગઇ તેથી દારાબને હરદમ યાદ કરતી હતી અને શાપુરને કહેતી હતી કે "તેં મને દારાબ વિષે એવું સમજાવ્યું કે તે માર્યો ગયો. તારી વાત મેં ખરી માની હતી મગર તેં મને તારા ફરેબમાં ફસાવી છે વાસ્તે તું ખાતરીથી જાણજે કે તેજ શખ્સ ખોદાનાં ફઝલો કરમથી મને થોડા દિનમાં આવી મળશે ત્યારે તેજ તારાં જીગરને ચીરી નાખશે. તું નેકી કરશે તો

તેના અવેજમાં હું તને તે વખત બચાવી લઇશ. તું ના જાણતો કે બુરાઇનો બદલો નેકીથી મળે; તેમ હરગેજ બનનાર નહીં. હું તને ખોદાના કસમ આપી કહું છું કે તું મારા એશ્કથી વેગળો રહી જે સુખનથી મને લાવ્યો તે બજા લાવ નહીં તો મને જવા દે! હું મારે વતન જાઉં." મગર શાપુર તેની ઉપર ઘણો જુલમ ગુજારવા લાગ્યો પણ પાક દિલ તમરૂશી તેના જુલમને તથા મારને કશી ખાતરમાં નહીં લાવતી હતી અને હરદમ ઉપલા સુખન કહેતી હતી.

મેરાશ પારસીબી તેજ જંઝીરામાં જઇ પોતાની મજુરી કરી ગુજરાન ચલાવતો હતો. એક દીને તે પારસી શાપુરનાં ઘર તરફ આવી લાગ્યો ત્યાં તમરૂશીની નજર તે ઉપર પડી તેજ વેળા તેને ઇસારતથી પાછળે દરવાજે બોલાવ્યો. તે વખત શાપુર પોતાના વેપાર સર બાહર ગયો હતો. મેરાશે તમરૂશીને પીછાંણી જેથી ખુશી થઇ પુછવા લાગ્યો તેથી તમરૂશીએ તેને સર્વે હકીકતથી વાકેફ કરયો. તે બોલી "તું મારી સાથે નેકીની રાહે આવે તો આપણે દારાબની નાશાંન જોઈ કહાડયે." મેરાશે દીલો જાનથી તેના સુખન કબુલ રાખ્યો ત્યારે તમરૂશીએ તેને કહ્યું કે "તું છુપો જઇ એક કીસ્તી ખંતરસના જંઝીરાની નકકી કરી આવ. તે જંઝીરાની રાહ કાપતાં આપણને બીજા જંઝીરા ઘણા મળશે જે જંઝીરાઓમાં દારાબની શોધ કરી બીજા જંઝીરા તરફ જઇશું. આખર તે નહીં મળશે તો મારા બાપનો કાસદ મોકલી દારાબની શોધ કહડાવશું." મેરાશ કીસ્તીની તલાશ કરવા ગયો અને એક કીસ્તી ખંતરશના જંઝીરે જવાની હતી, તે સાથે બીજા જંઝીરામાં ઉતરવાની બોલી કરી તમરૂશી પાસે આવ્યો. તમરૂશીએ શાપુરને બાહાર જવા દઇ તેના ખજાનામાંથી ઘણોક જર પોતા સાથે લીધો અને બન્ને જણ છુપ્યાં કીસ્તી ઉપર જઇ બેઠાં ને કીસ્તી આગળ ચલાવી. શાપુરે ઘરમાં તમરૂશીને દીઠી નહીં તેથી ઘાભરો પડી પોતાના ખજાનાની સનદુક તપાસી તો તેમાં ઘણુંક જર જોયું નહીં તેથી પડોસીઓને પુછવા લાગ્યો. તેઓએ કહ્યું કે "અમોએ તો તારી ઓરતને કિનારા તરફ એક મરદ સાથે જતાં જોઇ પણ અમોને એટલી ખબર નહીં હતી કે તેની સાથે કોઇ

બેગાંનો મરદ છે. અમો તો જાણતા હતા કે તુંજ તેની સાથે બાહેર જતો હશે." શાપુરે કિનારે જઇ બીજા કીસ્તીવાળાઓને પુછયું કે કોઇ ઓરત તથા મરદ કીસ્તી ઉપર બેસી આજ દીને ગયાં છે? બીજા કીસ્તી વાળાઓએ કહ્યું કે "ખંતરશના જંજીરા તરફ બે જણ ગયાં છે." તે સાંભળતાંજ શાપુર બીજી કીસ્તીમાં ચાલ્યો. અમામના જંજીરામાં તમરૂશી તથા મેરાશ ઉતરયાં હતાં ત્યાં શાપુર જઇ પોહોંચ્યો. તે જંજીરાને કિનારે તમરૂશીવાળી કીસ્તી ઉભી હતી તેથી ખબર પામ્યો કે એક મરદ તથા ઓરત આ કીસ્તીમાં બેસી આવ્યાં હતાં તે આ જંજીરામાં ગયાં છે ને હમણાં આવશે. શાપુર ત્યાં રાહ જોતો હતો એવામાં તમરૂશી તથા મેરાશ આવી જોય છે તો શાપુર બીજી કીશ્તી ઉપર બેસી આવી લાગ્યો છે; તેને જોઇ બન્ને જણ અંદેશો કરવા લાગ્યા. તમરૂશીએ મેરાશને કહ્યું કે તું કાંઇ અંદેશો કર ના, હું એજ કીસ્તીવાલાઓ પાસે એનો ઇનસાફ કરાવી એને ખોહારીથી મરાવશ; એવી ગોફ્તેગો કરતાં બન્ને કીસ્તી ઉપર ગયાં. શાપુરે તેજ વેળા કીશ્તીવાલાઓને કહ્યું કે "આ બન્ને જણ મારા ચોર છે." તમરૂશીએ કીસ્તીઓના નાખોદાને કહ્યું કે "આ જગોએ મારો તથા એનો ઇનસાફ ખોદાને દરમ્યાન હું તમોનેજ સોંપું છું. તમો જેનો વાંક જોવો તેને આ ઉંડા દરિયાવમાં ફેંકી માહીનો ખોરાક કરજો." પછી જે રાસ્ત હતું તે કહેવા લાગી કે "હું પાદશાહ કનતરસની ઓરત થાઉં છું. હું મારા બાપને ઘર જવા માટે એક આદમી સાથે જતી હતી ત્યાં કજાના સબબથી તબલુશના જંજીરામાં અમને જવું થયું." પછી આગળ જે બીનાઓ બની તે તથા શાપુરના જુલમની સર્વે વાત તેઓને બ્યાંન કરી કહી જેથી સર્વે ખલાસી લોકોએ ગુસ્સામાં આવી શાપુરને દરિયામાં ફેંકી દીધો. પછી તમરૂશીને કહ્યું કે "એનો અસબાબ અમારી કીસ્તીમાં છે તે તું લઇ જા." તમરૂશીએ તેઓને કહ્યું કે "મારે એના અસબાબને શું કરવો છે? તમો તમારી મજુરીના અવેજમાં લઇ જાવ." એટલું કહીને તેઓએ કીસ્તી આગળ ચલાલી.

---

## તમરૂશી તથા મેરાશ વાંદરોના જંજીરામાં જઇ પોહોંચ્યાં તે વિગેરે બીજો હેવાલ.

શાએર કહે છે કે તમરૂશીની કીશ્તી દીન પાંચ પછી વાંદરોના જંજીરા તરફ તોફાનને સબબે જઇ લાગી જ્યાં મેરાસ તથા તમરૂશી ઉતર્યાં. તે શેહેરમાં જઇ જોય છે તો એક બજાર બેહેશ્તની મુવાફેક આરાસ્તા કરેલું હતું મગર ત્યાં કોઇ આદમી તથા જનાવરનો પરવેશ જોયો નહીં તેથી વિચાર કરવાં લાગ્યાં; એવામાં જંગલની તરફથી એક ભય ભર્યો પોકાર તેઓનાં કાન ઉપર આવ્યો જેથી એક ઘરની અગાશી ઉપર ચહડી જઇ જોવા લાગ્યાં તો એક વાંદરોનો ટોળો જુસ્સાથી પેલા શેહેરના દરવાજા તરફ આવે છે, તેને આવતાં જોઇ બન્ને જણે ગાભરાં પડી પેલા ઘરની સીડીનો દરવાજો અંદરથી બંધ કર્યો. પેલા વાંદરો દરવાજામાં આવી જોય શું કે બે આદમીઓ અગાશી ઉપર ઉભાં રહી સીડીનો દરવાજો બંધ કર્યો છે, તે જોઇ સર્વે વાંદરોએ ઉપર ચહડવાનો ઇરાદો કર્યો. મેરાસે તમરૂશીને કહ્યું કે એ બદજાત જનાવર આપણને મેલનાર નથી વાસ્તે આપણે ઉગત રાહે કોઇ બીજી જગા જઇ છુપાવું જોઇએ એવો અંદેશો કરીને ત્યાં એક બીજું ઘર દીઠું તે ઘરની આગળ પાણીની ખાહી ભરેલી જોઇ તેમાં ઉતરી તે ઘરમાં જઇ દરવાજો બંધ કરી બેઠાં. પેલા વાંદરો લાકડાં તથા પત્થરોનો પેલાં ઘરની દેવાલ આગળ ઢગ કરીને તે ઘરની અગાસી ઉપર જઇ દરવાજા ઉઘાડી જાય છે તો પેલાં માણસ દીઠાં નહીં જેથી શોર તથા પોકાર કરતા બીજા ઘરનો દરવાજો કુટવા લાગ્યા. એક મરદ તે જંજીરામાં ઘણાએક વરસ થયાં વાંદરોના હાથમાં ફસેલો હતો તે ખવાબમાંથી જાગી ઉઠયો અને જોય છે તો એક ઓરત અને એક મરદ તે ઘરનો દરવાજો બંધ કરી વાંદરોને શોર પડાંવે છે તેજ વેળા તે મરદે આવી મેરાસને બોચીમાંથી પકડી

એક ખોલીમાં બંધ કર્યો; પછી તમરૂશીને પકડી કહ્યું કે "તું ઓરત છે વાસ્તે તને તારો ગુનાહ માફ કરી એક છુપી જગ્યાએ કોઇ નહીં જુવે તેમ રાખું છું. તું કાંઇ અંદેશો કરતી ના, હું કાલ રોજે વાંદરો ગયા પછી તને બહાર કહાડીશ," એટલું કહી તેને એક ભોંયરાંમાં ઉતારી. દરવાજો ખોલી પેલો મરદ વાંદરોની સરદાર જે વાંદરી હતી તેની આગળ હાથ જોડી કહેવા લાગ્યો કે "તું મારી ઉપર ગુસ્સો કરતી ના. મેં એક મરદને પકડયો છે તેણે આવી એ દરવાજો બંધ કરયો હતો." વાંદરી કહેવા લાગી કે "તેની સાથે બીજી ઓરત હતી તે કયાં છે?" તેણે કહ્યું "મેં તો કોઇ ઓરત જાતને દીઠી નથી." વાંદરીએ બીજા વાંદરોને હરતરફ દોડાવી તમરૂશીની તલાસ કીધી પણ તે કાંઇ મળી નહીં. પેલી વાંદરી મેરાસ પાસે ગઇ જેથી મેરાસ ગાભરો પડી ધ્રુંજવા લાગ્યો તેને કાંપતો જોઇ તે વાંદરી તેની ગોદમાં ભરાઇ ખેલ કરવા લાગી! મેરાસ તેને ખેલમાં આવેલી જોઇ કાંઇએક ખુશી થયો. પેલી વાંદરી તેની ગોદમાં સુઇ ગઇ જેથી પેલા મરદે મેરાસને કહ્યું કે "તું બચવાનો હોય તો એની સાથે મોહોબત કર." મેરાસે નાચારીએ તેમ કીધું. તે વાંદરોની રાણી મેરાસ ઉપર આશક પડયાથી મેરાસ બચ્યો હતો. બામદાદ પડી કે સર્વે વાંદરો સુરજ રોશન થયાથી જંગલ તરફ ફરવા જતા હતા અને ગોરબ થતી વેળા તે શેહેરમાં પાછા આવતા હતા એમ વખત ફાવતાં પેલા મરદે તમરૂશીને ઘણી આજેજી કરી કહ્યું કે "તું મારા જીવને એક વેળા તારા એશકના શરાબથી તાજો કરશે તો સારૂં છે નહીં તો તારો ભેદ સર્વે વાંદરોને જાહેર કરીશ તો તને એશકની મોજમાં હલાક કરી તેઓ મારી નાખશે." તમરૂશીએ વિચાર કરી તેને ફરેબથી કહ્યું કે "તેં મારી સાથે ઘણી ખુબી કીધી છે તેનો બદલો હું તને એજ ખુશીથી વાળીશ. કાલ રોજે મારો ભાઇ નહીં જાણે તેમ આ ખોલીમાં છુપ્યો થઇ બેસજે. હુ ફરસુદ જોઇ તારી ગોદમાં આવી મળીશ." પાંચમે દિન વાંદરો જંગલ તરફ ગયા તેથી પેલો મરદ તમરૂશીને ઇશારત કરી એક ખોલીમાં જઇ

છુપ્યો થઇ બેઠો. તમરૂશીએ એવી ફુરસદ જોઇ તે ખોલીનો દરવાજો બહારથી ઓરતવાર બંધ કીધો પછી મેરાસને તે કામથી વાકેફ કરી બન્ને જણ તે શેહેરમાંથી નિકળી દરીયાવને કીનારે આવી કીસ્તીમાં બેસી આગળ ચાલ્યાં.

પહાડ ઉપરથી વાંદરોની નજર તેઓની ઉપર પડી તેથી સર્વે વાંદરો પત્થરો લઇ દોડતા આવી પોતાની કીસ્તીમાં બેસી પેલી કીસ્તીની ઓરદુ જવા લાગ્યા. કેટલાએક તો પાત્યાંઓ તરતાં મુકી તે ઉપર બેસી યાહોમ પછવાડે ગયા.

વાંદરો કીસ્તીના માણસો સાથે ઘણી સખત લડાઇ કરતા હતા તેના સબબથી તે માણસો ઘણાં બતંગ આવી ખોદા પાસે મદદ ચાહવા લાગ્યા; જે વખતે પાક યઝદાનથી એવો બનાવ બન્યો કે એકાએક એક તોફાની પવન નિકળી આવ્યો, જેના જોરથી પાણી એવાં જોશમાં આવ્યાં કે પેલા લખો વાંદરોના તરાપા મોજાના જોરથી ઉંધા વળવા લાગ્યા જે સબબથી ઘણાક વાંદરો જીવથી મુવા, અને કેટલાક વાંદરો પેલી કીસ્તીની ઓરદુ પકડી આચકા મારવા લાગ્યા. કીસ્તીનાં માણસોએ ઘણી કોશેશ કીધી પણ તે કીસ્તી પણ ઉંધી વળી ગઇ અને માણસ પણ દુખી મરવા લાગ્યાં.

મેરાસ પારસી તથા તમરૂશી બીજે દીને એક જંગલને કીનારે તરી નીકળ્યાં ત્યાં વસ્તા ટોળાના માણસો આવી તમરૂશીને પકડી લઇ ગયાં. મેરાસે તે જગ્યા ઘણીએક મુદત સુધી તમરૂશીની રાહ જોઇ પણ તેની નીશાન ફરી પામ્યો નહીં જેથી નાચાર થઇ ત્યાંથી આગળ આલ્યો.

---

# મેરાશ મલકુતના જંજીરાની પાદશાહી પામ્યો તે વિગેરે બીજું દાસ્તાંન.

મેરાસ ઘણેક દહાડે રખડતો રઝળતો મલકુતને જંજીરે જઇ પોહોંચ્યો. તે શેહેરનો પાદશાહ ગુજરી ગયલો હતો તેથી તે શેહેરના લોકો એક હાથી શણગારી તે હાથી પાસે પાદશાહ પસંદ કરાવવા નિકળ્યા હતા, તેવામાં મેરાસનું ત્યાં જવું થયું. પેલા હાથીએ આવી તેને ગળે એક ફુલની માળા નાખી. તે શેહેરના સર્વે આદમીઓ એક આંખના હતા અને પાદશાહ પાછો બે આંખનો મળ્યો તેથી સર્વે ખુશાલ થઇ તેને પાદશાહી તખ્ત ઉપર બેસાડયો અને આગળા કરતાબુશ નામના પાદશાહની ઓરત જે ગોહર આશાંન નામની હતી તે સાથે તેના નેકા કરી અપાવ્યા. મેરાસ તે શેહેરની પાદશાહી ઘણી ખુબીથી ચલાવવા લાગ્યો.

એક જણના ફરેબથી મેરાસે પોતાની ઓરત અને તેની આગળી બે બેટીઓને મારી નખાવી. તે ઓરત પાદશાહ લકનાદની બીજી છોકરી હતી અને દારાબની સાળી કહેવાતી હતી તેથી મેરાશ બીલકુલ અંજાંણો હતો. મેરાશે તેઓને જીવથી મરાવ્યાં તેથી તેના ખેશોઓ ગુસ્સે થઇ ઉરૂસના જંજીરાના પાદશાહ લકનાદ ઉપર નામું લખી આપી એક એલચીને મોકલ્યો જેમાં લખી જણાવ્યું કે "કોઇ બેગાનો મરદ આવી તારા જમાઇનાં તખ્ત ઉપર બેઠો છે. તેણે તારી બેટી ગોહર આમાંન તથા તેની બન્ને બેટીઓને જીવથી મરાવી નખાવી છે વાસ્તે તેને સજાએ પોહોંચાડવો જોઇએ. અમો એ નાતરસ પાદશાહથી આજોરદા છીયે." તે નામુ લકનાદે દારાબને વાંચી સંભળાવ્યું અને કહ્યું કે "મારી બેટીનો કીનો હું લેવા જાઉં છું વાસ્તે તું પણ મેહેરબાની કરી મારી મદદે આવી પોહોંચજે." દારાબે તેને કહ્યું કે "તું ચીંતા ના કર; ખોદાના હુકમથી તેનું સર આપણા કીનામાં હું પોતે એકલો ખાક બરોબર કરી નાખીશ."

લકનાદ કુચનું નગારૂં કરી કીસ્તી ઉપર સવાર થઇ આગળ ચાલ્યો. તેની પછવાડે દારાબ પણ સફરનો કેટલોક અસબાબ લઇ ખાસ લશ્કર સાથે મોજ મારતો પોતાની કીસ્તીઓ ચલાવવા લાગ્યો.

મેરાસવાલા જંઝીરાના બુઝર્ગોને લકનાદના આવ્યાની ખબર થઇ તેથી સર્વે એકદીલથી મનસુબો કીધો કે લકનાદ આવી આપણને ગરદન મરાવશે સબબ કે આપણે બેગાંના મરદને એના હુકમ વગર પાદશાહી આપી. બીજું તેણે તેનાં ફરઝંદોને મરાવ્યાં છે તેના અવેજમાં આપણે મેરાસને કાંઇ શીક્ષા આપી નહીં વાસ્તે આપણે તે નહીં આવે એટલામાં તેને પકડી લકનાદ પાસે લઇ જઇ ફરીયાદ કર્યે તો આપણો ગુનાહ તે બક્ષશે; એવો એતેફાક કરીને મેરાસને પકડી કેદ કીધો. લકનાદશાહ ત્યાં જઇ પોહોંચ્યો ત્યારે સર્વે અમીરો મેરાસને બાંધેલો લઇ શાહને એસ્તેકબાલ લેવા ગયા. લકનાદે મેરાસને બંધથી બાંધેલો જોઇ પુછ્યું કે "આ બાંધેલો શખ્સ કોણ છે?" તેઓએ કહ્યું કે "એજ પારસી તારો ગુનેહગાર છે."

લકનાદે મેરાસને કહ્યું કે "અય જાલમ! તું જો કે હવે તારાં તનને કેવો હલાકીથી મારૂં છું."—એટલું કહી દારાબને એસતેકબાલ લેવા ગયો. બન્ને પાદશાહ એક એક સાથે મળ્યા. ત્યારે મેરાસને દારાબે બંધથી બાંધેલો દીઠો તેથી લકનાદશાહને પુછ્યું કે "એ તારો ગુનેહગાર છે?" લકનાદશાહે કહ્યું કે "એ કમબખતેજ મારી બેટીને કતલ કરાવી છે." દારાબે મેરાસને પુછ્યું કે "તું કયાં શેહરનો રહેનાર છે અને આ જગ્યાએ આવી તને એવી બેઅદબી કરવાનું શું કારણ હતું? તું રાસ્ત બોલજે નહીં તો તારા બુરા હાલ કરી તને જીવથી મારીશ." મેરાશ દારાબથી પોતાનો ભેદ છુપાવ્યો કે મબાદા એ મને પીછાંની તમરૂશી વિષે પુછશે તો હું શું જવાબ દઇશ? એવો અંદેશો કરી કહેવા લાગ્યો કે "હું પારસ શેહેરનો રેહનાર પારસી છું. મારૂં તોફાનના સબબથી એ જગ્યાએ આવવું થયું છે." પછી પોતા ઉપર જે હકીકત ગુજરી હતી તેનું બ્યાન કરયું. દારાબે તેને રાસ્ત બોલતો જાણી લકનાદને કહ્યું કે "જુદો છે વાસ્તે એના ગુનાહના અવેજમાં

એને બંદીખાને કેદ કરાવ; એના પાપથીજ એ મરશે પણ તું હુકમ કરી એને પુરતો ખોરાક અપાવજે." દારાબથી એ વાત સાંભળી મેરાસને બંદીખાને મોકલ્યો. દારાબે તે જંજીરાની હવા ખુશ જોઇ તેથી પોતે ત્યાં રહી પોતાની ઓરત જંગદલીશાહનેબી તે જગ્યે બોલાવા માણુસ મોકલ્યું.

---

## તમરૂશીને દરીઆઇ માણુસોએ બીજા કિનારા ઉપર લઇ જઇ મુકી જયાં જંગદલીશાહ સાથ મેલાપ થયો તેણે તમરૂશીનો હેવાલ સાંભળી તેને દરીયાવમાં ફેંકાવી દીધી તે વિગેરે બીજું દાસ્તાંન.

---

મેરાશને એકલો મુકી તમરૂશીને ઉઠાવીને લઇ ગયા હતા તે માણુસો બીજા કિનારા ઉપર તેને મુકીને પોતે પાછા દરિયાવમાં ગયાં. તમરૂશી એકલી તે જગ્યાએ પડીને ખોદા પાસે દુવા કરવા લાગી પછી તે કિનારે જોય છે તો તેની નજર એક જંજીરા ઉપર પડી તે દરમ્યાન જઇ જોય છે તો ઘણા મેવાવાળાં ઝાડો છે, જેથી હકતાલાના શુક્રના કરી મેવો તોડી ખાઇ પાણીનો ચશ્મો જોઇ પાણી પી તે જગ્યા ખોદાની યાદમાં મશગુલ રેહતી હતી.

તમરૂશીને પેલા જંજીરામાં ઘણી મુદત ગુજર્યા બાદ જંગદલીશાહની કીશ્તી ત્યાં જઇ પોહોંચી હતી. જંગદલીશાહે તે જંજીરાની હવા ઘણી ખુશ સાંભળી તેથી ત્યાં પોતાનું મુકામ કીધું, તેનું માણસ બાળવાની કાહી ઢુંડવા ગયું હતું તેની નજર તમરૂશી ઉપર પડી તેથી તેને પકડી પોતાની સાહેબજાદી પાસે લઇ આવ્યો. તમરૂશીએ પોકાર ઉઠાવ્યો કે "તું કોણ ઓરત છે અને આ બીહાંમણાં જંગળમાં તને એકલું રેહવા કેમ ગમે છે?

તારો ભેદ હોય તે રાસ્ત કહે." તમરૂશીએ જંગદલીશાહને મેહરબાનીથી બોલતાં જોઇ કહેવા લાગી કે "દરિયાવમાં મારી કીસ્તી જોખમાઇ તેના સબબથી હું એ જગ્યાએ આવી એકલી નાવારેસ પડી છું. મેં આજ સુધી એ જગ્યાએ કોઇ આદમજાતને દીઠું નથી." જંગદલીશાહે તેનો હેવાલ સાંભળ્યો તેથી તેના ઉપર મેહર લાવી હુકમ કીધો કે "એને સફા કરાવી સાફ પોશાક પેહરાવી ન્યામત ખાણું ખવાડે." તમરૂશીએ પાદશાહી પોશાક પેહેરી પાદશાહી અદબથી ખાણું ખાધું તે જોઇ જંગદલીશાહ ખુશાલ થઇ પુછવા લાગી કે "તું રાસ્ત અહેવાલ બોલ કે તું કોણુ પાદશાહી તોખમની શાખ છે?" એ ગોફતેગો કરતાં કીસ્તીમાં જઇ બેઠાં અને કીસ્તી આગળ ચાલતી કરાવી. તમરૂશીએ તેને ઘણીજ મેહરબાંન જોઇ તેથી પોતાની સર્વે વાત તેને કહી. જંગદલીશાહે તેની ઝબાંનથી એ સુખનો સાંભળ્યા તેથી બેહોશ થઇ પડી. હોશમાં આવી ત્યારે અંદેશો કરયો કે એ ઓરતનો ચેહેરો ચંદ્રમાને એક વખત ઢાંકી નાખે એવી ખુબસુરત ઓરતને દારાબ જીવતી જોશે તો મને એક લોંડી તરીકેબી ચાહશે નહી એવો અંદેશો કરી પોતે તમરૂશીને છકડ તથા તમાચા મારી દરિયાવ દરમ્યાન હોમાવી દીધી.

તમરૂશી જેવી દરિયામાં પડી તેવીજ ખોદાની મેહરબાનીથી એક મોજાએ તેને કિનારા ઉપર લઇ જઈ નાખી, તેવો બનાવ જોઇ તે ખોદાને યાદ કરવા લાગી. ખોદાની એબાદત કરવાથી ફારેગ થઇ પાછું ફરી જોય છે તો તે એક મોટો જંજીરો છે અને ઘણાંક ઝાડો ખુશનુમા બેહેસ્તના બાગ જેવાં ખીલી રહેલાં છે! પોતા ઉપર ખોદાની એવી મેહેરબાની જોઇ શુક્રાના કરી તે જગ્યાએ મુકામ કીધો.

---

## જંગદલીશાહને સનતાન સોદાગર ને તમરૂશીને હરનકાલીશ લઇ ચાલ્યા અને શાહજાદી તમરૂશી દારાબને મળી તે વિગેરે બીજો હેવાલ.



કહે છે કે જંગદલીશાહની કીસ્તી આગળ જતાં જોખમાઇ ડુબી તેથી જંગદલી પણ એક કિનારે ઘસડાઇ ગઇ જ્યાંથી તેને એક સંતાન નામનો સોદાગર લઇ ગયો હતો. તેની કીસ્તી દુબવાની ખબર લકનાદને થઇ ત્યારે જંગદલીશાહ વિષે ઘણી શોધ કીધી પણ તે મળી નહીં તેથી દારાબે તથા તેના કબીલાના લોકોએ જારીનો શોર ઉઠાવ્યો અને ઘણાક દિન તેનો ગમ રાખ્યો. પેલી તરફ તમરૂશીને તે જગ્યાએ ઘણીક મુદત ગુજર્યા બાદ તે જંજીરામાં હરનકાલીશ નામના સોદાગરનો કાફલો જઇ લાગ્યો. તે તમરૂશીનો મામો થતો હતો તેણે તમરૂશીને તુરત પીછાંણી કેહેવા લાગ્યો કે "તને મેં ઘણે વરશે જીવતી દીઠી. તારી માએ મને તનેજ શોધવા મોકલ્યો હતો પણ ખોદાતાલાની મેહેરબાની આપણા કબીલા ઉપર થઇ કે તું સલામત મળી!" તેને તમરૂશીએ પણ પીછાંણી પોતાની સર્વે હકીકત કહી. હરનકાલીશે હુકમ કરી તમરૂશીને ખાણું મંગાવી ખવાડયું પછી સર્વે કીસ્તી ઉપર બેસી શિતાબીથી કનતરસના જંજીરા તરફ ચાલ્યાં. તે જંજીરો યુનાનથી ત્રણ ફરસંગ વેગળો હતો. તે મુલકમાં સર્વે ઉતર્યાં.

જંગદલીશાહને સંતાન સોદાગરે લઇ જઇ લકનાદને હવાલે કીધી. લકનાદશાહે તેને ઘણોક ખજાનો આપી વિદાય કીધો ત્યારબાદ દારાબ ઉપર એક નામુ જંગદલીશાહને સલામત આવ્યાની ખુશીનું કનતરસના જંજીરા ઉપર લખ્યું. દારાબ કનતરસનો જંજીરો પોતાને હાથ કરવા ગયો હતો. લકનાદનું નામુ તેણે વાંચ્યું કે ખુશી થઇ શાદીના નગારાં વજડાવ્યાં અને સર્વે લશ્કરને એક હફતા સુધી સુધી આરાયશમાં રહેવા

ફરમાવ્યું અને પોતે તેની ખુશીમાં શિકાર કરવા જંગલ તરફ ચાલ્યો. તેને બીજે દીને તમરૂશી તથા હરનકાલીસ સોદાગરનું ત્યાં ઉતરવું થયું હતું, તેનાં માણસો તે જંગલ તરફ લાકડાં જોવા ગયાં હતાં તેઓએ દારાબનું નામ સાંભળતાંજ જઇ તમરૂશીને તથા હરનકાલીશને કહ્યું કે આપણા જંજીરા ઉપર દારાબ લડાઇ માટે આવી પુગ્યો છે; તે લશ્કર સાથે આ જંગલમાં શિકાર કરે છે વાસ્તે આપણને શેહેરમાં દાખલ થવાને બનશે નહીં. તમરૂશી એ ખુશ ખબર સાંભળી હરનકાલીસને કહેવા લાગી કે "તું દારાબ વિષે કાંઇ દલગીર થતો ના. હું દારાબને હરગેજ લડાઇ કરવા દઇશ નહીં. બીજું એ કે આપણું ભારી લશ્કર તથા શેહેરનો કીલ્લો ઓસ્તવાર છે, કે દારાબ જેવા દસ પેહેલવાનો લડાઇ કરે તો ફાવી શકે નહીં. કીલ્લાનો દરવાજો તો તોડી શકાયજ નહીં. તું મારી સાથે આવે તો આપણે તેને જઇ મળ્યે તેથી એ રીત્નો નરમ પડી જશે." હરનકાલીશે તમરૂશીનો વિચાર બરહક દીઠો તેથી પાદશાહી લાયક ગોહરો લઇ દારાબ પાસ જઇ તે તેને નજર કર્યાં. હરનકાલીશે કહ્યું કે "એ ગોહરો અમોને તારી આશનાવ તમરૂશીએ તને નજર કરવાં આપ્યાં છે." દારાબ તમરૂશીનું નામ સાંભળી બેહોશ થઇ જમીન ઉપર પડયો. ઘણે વારે હોશમાં આવી તે પુછવા લાગ્યા કે "તમોએ તમરૂશીને કયાં જોઇ હતી? તેની નીશાની મને બતાવો તો મારા ઉપર તમારૂં હેશાન રહેશે." એટલું કહી પેલાં ગોહરોને પોતાની ચશમ સાથે મસળવા લાગ્યો. તમરૂશીએ પોતા ઉપર તેને ખુબ રવેશ મેહેરબાન દીઠો કે હરનકાલીશને કહેવા લાગી કે "એ મને વીસરી ગયો નથી વાસ્તે મારેથી જાણીતો કરવો જોઇએ. અમોને દુર પડયાને ઘણી મુદત ગુજરી ગઇ છે તે સબબથી એ મને પીછાંણી શકતો નથી." એવી ગોફતેગો કરી તમરૂશીએ દારાબને કહ્યું કે "તું તમરૂશીને પીછાંણી શકે તો હું તને તેની નીશાની કહું." દારાએ કહ્યું કે "જે હોય તે રાસ્ત કહે!" પછી ખુબ રવેશથી નેઘાહ કરી તમરૂશીને જોવા લાગ્યો. તમરૂશીએ પોતા ઉપર જે મુસીબત ગુજરી હતી તે જાહેર કરી. વળી કહ્યું કે એક મરદ મેરાશ

પારસીએ મારા ઉપર મેહરબાની કરી તે મને મારા બાપને જંજીરે પોહોંચાડવા આવતો હતો, તે મારેથી જુદો પડયો. દારાબે વાત કરતાં તમરૂશીને પીછાણી તેનો હાથ પકડી પોતાની નજદીક તખ્ત ઉપર બેસાડી, પછી હરનકાલીસ માટે પુછયું કે "આ મરદ તારો કોણ ખેશ થાય?" તમરૂશી બોલી "એ મારી માદરનો ભાઇ તે મારો મામો થાય. એ મને ઢુંડવા નિકળ્યો હતો. મને જંગદલીશાહે દરીયાવમાં નખાવી દીધી ત્યારે એક જંજીરા પર હું એકલી કોઇ માણસ જાત વગર રહી હતી, મગર કરવું ખોદાનું તેથી એનો કાફલો તે જગ્યાએ આવી પોહોંચ્યો ત્યાં મને એની સાથે મળવું થયું. અમો અમારે ઘરે જતાં ત્યાં રાહમાં ખોદાએ તારોબી મેલાપ કરીને મને મારી મુરાદે પોહોંચાડી." દારાબે જંગદલીનો એ જુલમ સાંભળ્યો કે તે ગુસ્સો લાવી કહેવા લાગ્યો કે "તે બુરી ઓરતે તારી ઉપર જુલમ ગુજારયો તેનો બદલો દાદાર હોરમજદે તેનેબી પોહોંચાડયો હતો પણ હમણાં તેનો કાગજ આવ્યો છે તેમાં લખે છે કે એક સોદાગરે તેને લાવી તેના બાપ સાથ મેળવી આપી છે."

તમરૂશીએ એ વાત સાંભળી કાંઇક ખુશી થઇ પણ પાછી મળ્યાથી તેનું મન ઉદાસ થયું. દારાબે તેને કુમલાતી જોઇ દિલાસો આપ્યો કે "તું કોઇ વાતથી હરગેજ દલગીર થતી ના. મારે તેની હવે કાંઈ જરૂર નથી." એ ગુફ્તેગો કરતાં દારાબના ઉતારામાં આવ્યાં. ત્યાં તમરૂશીએ દારાબને કહ્યું કે "તું આ જગ્યાએ તારી ફોજને કયાં સુધી રાખશે? એ યુનાન સરજમીનનો જંજીરો મોટો કહેવાય છે, એ લેવા ઘણાક પાદશાહો આવ્યા હતા મગર પોતાનો ખરચ ખુટી જતાં પાછા ફરયા છે. એ શેહરનો કીલ્લો ઘણો સખત છે. બીજું કે એમાં કાંઇ ખોરાકી પોશાકી તથા નાંણાની કાંઇ કમાઇ બાહારથી લાવ્યાની જરૂર પડતી નથી માટે તારી ખુશી હોય તો હું એ શેહેરમાં જઇ એ શેહેર તારે હવાલે કરાઉં." દારાબે કહ્યું કે "તને જવા કેમ દેઉં? વળી આપણુને જુદાઇ પડી જાય, સબબ કે મને તારા બાપ સાથે કાતીલ દુશ્મની થઇ છે માટે તે મારી ઉપર રાજી થઇ તને આવવા દે નહીં જેથી મને એવડી મેહનત ભોગવવી પડે.

દારાબને તમરૂશીએ કહ્યું કે "તું કહે છે તે દરૂસ્ત છે. હું મારા મામા હરનકાલીસને એક નામું મારી તથા તારી બીનાનું લખી આપી મોકલું, તે જઇ આપણું કામ સલામત પોહોંચાડી આવશે." એ વાત દારાબે પસંદ કીધી પછી હરનકાલીસને મોકલ્યો.

---

## દારાબ તથા તમરૂશી યુનાનના જંજીરામાં દાખલ થયાં અને તમરૂશી પોતાના બાપ ફ્સતલીકુનશાહને મળી તથા શાદી થઇ તમરૂશીની દારાબ સાથ તે વિગેરે બીજો હેવાલ.

---

આગલ અજાયબ વાત નીપજે છે કે કીલ્લાના માણસોએ હરન-કાલીશ શોદાગરને પિછાણ્યો તેથી કીલ્લા ઉપરથી ફાંદ આપી, તે પકડી તે ઉપર ચહડી જઇને તમરૂશીનું નામું તેના બાપ ફ્શતલીકુનને આપ્યું અને પોતાને જે ખબર હતી તે સર્વે બીના બ્યાન કીધી. તેની વાત તથા પેલા નામાની હકીકત વાંચી તેના મા બાપ ઘણાં હરખમાં આવી હુકમ કરી દરવાજો ખોલી દારાબ તથા તમરૂશીને એસ્તેકબાલ જઇ તેઓને શેહરમાં લાવ્યાં. તમરૂશીના આવ્યાથી તેના મા બાપને તો શું પણ શેહેરની રૈયતને એવી ખુશાલી ઉપજી કે જાણે તેઓના પોતાનાંજ ઘરમાં બચાંએ જનમ લીધો હતો. એવી ખુશીમાં એક હફ્તા સુધી ઘરે ઘર વાજીંત્રોના અવાજો થવા લાગ્યા.

એક હફ્તો તમામ થયો કે દારાબ સાથે તમરૂશીને પરણાવી તથા પોતાની પાદશાહી તેને સ્વાધીન કીધી. દારાબ તથા તમરૂશી તે રોજથી પોતાની ખેલવત ગુજારવા લાગ્યાં. ત્યારે દારાબને તે જગો ઉપર વરસ એક થવા આવ્યું અને ફ્શતલીકુન પાદશાહનું મરણ નિપજતાં તેનો ગમ દારાબે ઘણો રાખ્યો હતો તેથી શેકારનો શોખ થયો

અને લશ્કરના સીપેહસાલારો સાથે ખરગોશતના જંગલ દરમ્યાન શેકાર કરવા નિકળ્યો. પેલી તરફ લકનાદ પોતાની બેટી જંગદલીશાહને જીવતી સલામત પામ્યો ત્યારે ખુશી થતો ખનતરશના જંજીરાની રાહ ધરી કે દારાબને મદદ કરે જ્યારે ત્યાં જઇ પોહોંચ્યો કે તેને ખબર મળી કે દારાબ તો ફ્શતલીકુન પાદશાહની છોકરી તમરૂશી સાથે નેકા કરી તેનું તખ્ત પામ્યો છે અને ઘણા દિવસ થયાં ખરગોસના જંગલમાં શેકાર કરવા ગયો છે. જંગદલીશાહે એ બીના સાંભળી તે પોતાનાં દિલ સાથે કહેવા લાગી કે તમરૂશીને મેં દરિયાવમાં નાખી હતી. પછી વળી અંદેશો કરી કહેવા લાગી કે "પાક યઝદાંએ જેમ મને સલામત બહાર કહાડી તેમ એનેબી સલામત કહાડી દારાબ સાથ મેળવી હશે." એવો અંદેશો કરી પોતાના બાપ લકનાદને કહેવા લાગી કે "આપણે તમરૂશીને કોઇ ઇલાજથી મારી નાખ્યે તો દારાબ આપણી ઉપર મેહેરબાની રાખી પાછો આપણા જંજીરા તરફ આવશે." લકનાદશાહને પોતાની બેટીની તદબીર પસંદ પડી.

તમરૂશીએ લકનાદની કીસ્તીઓ પોતાના જંજીરામાં આવતી દીઠી કે કોઇ પાદશાહ મોટી ફોજ લઇ આ શેહેર ઉપર ચહડી આવે છે એવો અંદેશો કરી શેહેરનો દરવાજો ઓસ્તવાર બંધ કરાવ્યો પછી ખબર મંગાવી ત્યારે માલમ થયું કે એ તો લકનાદ જંગદલીશાહને સાથે લઇ દારાબ પાસે આવ્યો છે. જંગદલીશાહનું નામ સાંભળીને તમરૂશી અંદેશામાં પડી પછી પોતાની મા અનતુસીને કહેવા લાગી કે જંગદલીશાહ જઇ દારાબનું મન ફેરવી પોતાને જંજીરે લઇ જશે તો આપણું સર્વે કામ નાપાયદાર થશે, માટે હું તેની આગમજ જઇ દારાબને બોલાવી લાવું. તેની માએ તેને ઘણીબી મના કીધી પણ હુજત કરીને પોતાની બે બાંદી લઇ કીસ્તી ઉપર સવાર થઇ તે આગળ ચાલી, તેની ખબર જાસુસોએ જઇ જંગદલીશાહને કહી. જંગદલીશાહ પોતાના બાપને સાથે લઇ રાતને વેળા તમરૂશીની દુંબાલે ગઇ.

---

## મળવું જંગદલીશાહ ને લકનાદનું તમરૂશી સાથ અને જંગદલીશાહને હાથ તેનું ખુન નીપજવું તથા મરતી વખતે તમરૂશીએ દારાંને જનમ આપવો તે હકીકત દારાબે જાણી જંગદલી ને લકનાદ ઉપર લ્યાનત નાખી તેઓને દેશનિકાલ કરવાં તે હેવાલ.



શાએર આગળ બ્યાન કહે છે કે તેઓએ તમરૂશીની કીસ્તી ઉપર જઇ તેને પકડી કહ્યું કે "તું છુપાછુપ દારાબને બોલાવવા જતી હતી પણ ખોદાતાલાએ તારા ભેદથી અમોને જાણીતાં કીધાં માટે હવે તારા જીવની તું આશા છોડ." પછી જંગદલીએ લાત મારી ત્યારે તમરૂશીએ પોકાર ઉઠાવ્યો કે "ઓ કમબખ્ત જંગદલીશાહ તારો બુરો હાલ થશે, તું નાહક મને મારે છે તેનો બદલો ખોદા તને દેખાડશે" તેનું એટલું બોલવું કે વળી બીજી લાત ઘણા જોરથી મારી જેના સબબથી તે નામદાર શાહજાદીનો જાન કબજ થઇ ગયો. ત્યારે પાદશાહ લકનાદે તમરૂશીની કીશ્તીના માણુસોને તથા પેલી બે બાંદીને પણ દરિયાવમાં નખાવી દીધી પછી પોતાની કીશ્તી ખરગોસના જંગલ તરફ ચલાવી. કહે છે કે લકનાદે કીસ્તીના માણુસોને દમ ભરાવી કહ્યું હતું કે તમરૂશી વિષે કોઇએ દારાબને ખબર કીધી તો હું તેને તેના બેશ કુટુંબ સુધાં જુલમ ગુજારી કતલ કરીશ.

તે કીસ્તી ખરગોસતને કિનારે પોહોચી ત્યારે લકનાદ તથા જંગદલીશાહ બન્ને જણુ ઉતરી દારાબ આગળ ગયાં તેઓને આવતાં જોઇ દારાબ એસ્તેકબાલ ગયો અને જંગદલીશાહનો હાથ પકડી પોતાની પાસે તખ્ત ઉપર બેસાડી. પછી દારાબ લકનાદ સાથે નવી જુની ગોફતેગો કીધા બાદ તેઓ સાથે કીસ્તી ઉપર સવાર થઇ લકનાદના લશ્કરમાં જવા

લાગ્યો. કહે છે કે તમરૂશીને દારાબથી હમેલ હતા તે હમેલને નવ માસ થયા હતા ને તમરૂશી દારાબ આગળ જતી હતી ત્યારે રાહમાં તેના ઉપર મોતે શિતાબી કરી જંગદલીશાહને હાથે મરાવી હતી તે વખતે દાદાર હરવેસ્પઆગાહે તેનો જાન જતી વેળા એક બીજના ચાંદ જેવો બેટો તલુ કીધો હતો. દારાબવાળી કીસ્તી આગળ ચાલી ત્યાં જોય શું કે તમરૂશીવાળી કીસ્તીના ઘણાંક માણસોનાં મડદાં પાણીમાં ગોટાં ખાય છે જેથી દારાબે નાખોદાને પુછયું કે "આ માણસો કોણની કીસ્તી ઉપરથી હયાં આવ્યાં છે?" નાખોદાએ કહ્યું કે "એ હું જાણતો નથી." એ ગોફ્તેગોમાં હતા તેટલે તે કીસ્તી ડોળા ખાતી નજર આવી તેને જોઇ દારાબે નાખોદાને કહ્યું કે "આ જે ખાલી કીસ્તી દેખાય છે તેને તું શિતાબ પાગરથી પકડ." નાખોદા તેના સુખન રદ કરી શકયો નહીં અને શેતાબ પાગર નાખી તેની બોરદુ ગયો.

કરવું ખોદાનું તેથી દારાબ સાથે પેલાં બે ગુનેહગારોને તે કીસ્તી આગળ લાવી મુકયા. પાપનો બદલો ખુવારી હોય. જ્યારે દારાબની કીસ્તી તેની બોરદુએ ગઇ કે પેલાં બાળકને રડતાં સર્વેએ સાંભળ્યું તેથી દારાબ કીસ્તી ઉપર ચહડી ગયો ત્યાં જોય શું કે તમરૂશી મોતનાં બીછાના ઉપર સુતી અને છે તેની પાસે બીજના ચાંદ જેવું બાળક પડયું પડયું બરાડ મારે છે, તે જોઇ દારાબે જારીનો પોકાર ઉઠાવ્યો. તેનો આવાજ સાંભળી હરનકાલીસ તથા સીપેહસાલારો તથા લકનાદ અને જંગદલીશાહ તે કીસ્તીમાં જઇ શોહોર ઉઠાવા લાગ્યાં. દારાબે પેલાં બચાંને ઉઠાવી પોતાની ગોદમાં દાબ્યું પછી પોકાર કરીને બોલવા લાગ્યો કે "ઓ તમરૂશી! તું પોતાનો મેહેલ મુકી આ જગ્યા મરવા કેમ આવી? હું નહીં જાણતો કે કોણ કમબખ્તે તને હ્યાં લાવી મારી છે." તેને એ રવેશ જારી કરતો જોઇ એક ખલાશી પોચાં હઇડાંનો હતો તેનું હઇડું ભરાઇ આવ્યું જેથી તે જારી કરતો પોકારવા લાગ્યો કે "ઓ લકનાદ! તારૂં અને તારી બેટી જંગદલીનું ખોદા શું ભલું કરશે? આ નાવારેશ બચ્ચું માએના દુધ વના ત્રણ દન થયાં

શોહોર ઉઠાવે છે.” દારાબે તેના મોહોથી એવા સુખન સાંભળ્યા કે ગુસાથી ઉઠી લકનાદને તથા જંગદલીશાહને મુશ્કે બાંધી કેદ કીધાં પછી તમરૂશીની લાસને એક સંદુકમાં મુકી ખનતરસમાં લાવ્યો; તેની ખબર તેના કબીલાને થઇ જેથી સર્વેએ શોહોર ઉઠાવ્યો, ત્યારબાદ તે લાસને એક પાકીજેહ દોખમુ બનાવી તેમાં મેલી, પછી સર્વે શેહેરમાં આવ્યા. દારાબે હુકમ કરી લકનાદને તથા જંગદલીશાહને બાંધેલાં મંગાવી તેઓને કહ્યું કે “તમારો બોજો દાદાર હોરમજદે તમારીજ ખાંધ ઉપર મુકયો વાસ્તે તમોથી ગુનાહ થયો તેથી રાસ્ત બોલો કે તમોએ તમરૂશીનું ખુન શા સબબથી કરયું છે, તે ભેદથી મને રાસ્તી શિવા ખોટું સમજાવશો નહીં. હું તમને જીવથી મારૂં પણ મારી પ્યારી ઓરત કાંઇ જીવતી તો થનાર નથી વાસ્તે રાસ્તી શિવા જુઠું બોલશો નહીં.” લકનાદે તેને મોહોથી એવા દિલાસાના સુખન સાંભળ્યા ત્યારે કહેવા લાગ્યો કે “અમોને વિચાર ગયો કે દારાબ જેવો પાદશાહ હવે અમોને બરોબર ચાહશે નહીં એવા અંદેસાથી એ કામ કીધું. ઓ અદલ પાદશાહ! અમોને એ ગુનાહ બખશે તો હમારી જીંદગી તલગ તારી તાબેદારીમાં વફાદાર રહીશું. એ ગુનાહની માફ તારાથી ચાહીયે છીયે.” દારાબે તેના હેશાનને યાદ કીધું કે એને પોતાની પાદશાહી તથા બેટી મને હવાલે કરી પોતે એક ફરમાબરદારની મીસાલ મારી હજુરમાં રહ્યો હતો. એ વીચારે સર્વે મીજલસીઓ તથા તમરૂશીના ખેશોને પોતાનો હેવાલ કહી સંભળાવ્યો પછી લકનાદને કહ્યું કે “તમોએ મારા બાબમાં એવું કાંમ કીધું છે કે મારી હૈયાતી તલગ તમરૂશીની યાદ મારાં કલેજામાં જખમ જેવી કારી લાગશે. હું ખોદા પાસે એટલું માગું છું કે તમારા ગુનાહનો બદલો તે જલદી વાળે.” પછી તેઓને ખલાસી બક્ષી કહ્યું કે “તમો મારા જંજીરામાંથી જઇ કોઇ બીજી જગ્યાએ મુકામ કરો. મારા અખત્યારના જંજીરામાં તમોએ આજ પછી રેહવું નહીં.” એટલું કહી તેઓને રજા આપી.

---

## ગયો દારાબ ઇરાન સરજમીન, કબીલો લઇ પોતાની માદર હોમાયને મળવા અને જંગદલી તથા લકનાદ જંગલમાં અજદાહના ભોગ થયા તે હેવાલ.



દારાબે તમરૂશીના ખેશોને બોલાવી પોતાની પાદશાહીનો તાલુકો હરનકાલીસને સોંપ્યો. તેને કહ્યું કે "હું મારા બેટાને લઇ મારી માતા હોમાયને મળવા જાઉં છું. તમોએ મારે માટે જરાએ દલગીર થવું નહીં. મારે લાયક કામ હોય તો મને તુરત લખી મોકલવું. બીજું આ મારા બેટાનું નામ હું દારાં રાખું છું. ખોદાના હુકમથી એ બેટો ઇરાનની પાદશાહી ચલાવશે તેબી તમારી યાદ હરગેજ ભુલશે નહીં." તેના એ બોલવાને સર્વેએ પસંદ કર્યું. ત્યારબાદ તમરૂશીની એક બેન મેતતુશી નામની હતી તેને દારાબ સાથે પરણાવી આપી. ચાનતુશીએ દારાબને કહ્યું કે "હું મારાં બચ્ચાંની સંભાળ માટે તારી સાથે આવું." દારાબે તેનો સખુન કબુલ કરી રાહનો સામાન તૈયાર કરાવ્યો, અને ઘણોએક ખજાનો તે જગ્યાથી લઇ કીસ્તીઓમાં ભર્યો.

દારાબે લકનાદને તથા જંગીદલીશાહને શેહેરથી બહાર કહાડયા પછી ઘણી મુદતે ખબર સાંભળી કે તે બન્ને એક જંગલમાં જઇ વસ્યા હતાં. તેઓ એવું વીચારતાં હતાં કે દારાબ આ જંજીરાથી પોતાને વતન ઇરાન જાય તો આપણે પાછાં પોતાને વતન જઇશું. એવા અંદેશાથી ત્યાં જઇ રહ્યાં હતાં. કરવું ખોદાનું તેથી તે જગ્યાએ એક ભારી અજદાહે આવી તે બન્નેને જીવથી બેજાન કર્યાં, જે ખબર એક કાઠી ફાડનાર કઠ્યારાએ આવી કનતરસના જંજીરામાં દારાબને કહી, જે તેણે તમરૂશીના ખેશોને કહી. વળી કહ્યું કે "ખુન માણસને એવીજ સજાએ પોહોંચાડે છે." કહે છે કે કારોબારીઓ દારાબના કહ્યા મુજબ કીસ્તીઓ તૈયાર કરી આવ્યા કે દારાબે સર્વેની મુલાકાત લઇ પોતાના બેટા દારાંને તથા પોતાની

ઓરત મેનતુશા તથા ચાનતુશીને લઇ કીસ્તીપર સવાર થતાં મલકુટના જંજીરા તરફ તેણે તે કીસ્તી ચલાવી. ત્યાં જઇ પોહોંચ્યો ત્યારે તેણે તખ્ત ઉપર બેસીને સર્વે ખલકને લકનાદની વાતથી વાકેફ કીધી, જેથી સર્વે લોકો લકનાદનાં કામ ઉપર લ્યાનત નાખવા લાગ્યાં અને દારાબની ખુબી ઉપર આફ્રીન કરવા લાગ્યાં. ત્યારબાદ દારાબે હુકમ કરી બંદીખાનેથી મેરાસને બોલાવી તેને કહ્યું કે "તું તારૂં નામ મારી આગળ રાસ્ત નહીં બોલશે તો તું હરગેજ આ બંધથી ખલાસી પામનાર નથી." મેરાસે કહ્યું કે "હું રાસ્ત કહું છું કે હું પારસ શેહેરનો રહેનાર મેરાસ પારસી છું, મેં તારેથી અકસર કરી મારૂં નામ તમરૂશી માટે છુપાવ્યું કે તું તેના વિષે મને પુછશે તો હું જવાબ શું દઇશ? તેને તો દરિયાઇ માણસો લઇ ગયાં હતાં તેની ખબર મને નહીં હતી કે તે મુબારક ફાલની કયાં ગઇ હશે? તેથી મેં મારો ભેદ તારાથી છુપાવ્યો હતો." દારાબ તમરૂશીનું નામ સાંભળી રડવા લાગ્યો. મેરાસે તેને પુછ્યું કે "તું મારા બોલ્યાથી રડવા કેમ લાગ્યો?" દારાબે તમરૂશીનું બ્યાન તેને સંભળાવ્યું તેથી મેરાસ પણ રડવા લાગ્યો તેને દારાબે દિલાસો આપી તે શેહેરની પાદશાહી બક્ષી ઘણીક નસીહત કરી. પછી ત્યાંથી પણ ઘણોક નાદર માલ કીસ્તીઓમાં ભરીને તે કીસ્તીઓ ઇરાન સરજમીન તરફ ચલાવવા લાગ્યો.

---

## તોફાનમાં દારાબની કીશ્તી ને લશકર ફના થયાં અને ખાબમાં પોતાની માદર હોમાયને કયસર રૂમીનાં જંગમાં બતંગ જોઇ તેની મદદે ચાલ્યો તે દાસ્તાન.

---

દારાબના સામાન તથા લશ્કરની સર્વે કીસ્તીઓ દરિયાવમાં ભારી તોફાન ખાઇ ટુકડે ટુકડા થઇ ગઇ. તે કીસ્તીમાં દારાબ એટલો તો સામાન લાવ્યો હતો કે સાત પાદશાહાતનો ખજાનો તેના માલનો મુકાબલો

કરી નહીં શકે. તે સાથે ઘણુંક લશ્કર પણ હતું તે સર્વે ખોદાના ખોફથી તારાજ થયું! દારાબ ખોદાની જનાબમાં દુવા કરવા લાગ્યો કે "ઓ બારેતાલા! તારી ખુબીનો પાર નથી. તુંજ બખશે અને વળી તુંજ પરાગંદાબી કરે માટે હવે તું મારા ઉપર મેહેરબાન થઇ એક વેળા મારી મા સાથ મેળવ." એ રવેશ દુવા કરતાં તેના ઉપર ખાબે ગલબો કીધો. ખાબમાં જોયું કે હોમાય ભારી હાંદેશામાં આવી પડી છે અને કયસર રૂમીની રૂમી* ફોજ ઇરાન ઉપર ખુબ મારો ચલાવે છે તેના ત્રાસથી તે ઘણી બતંગ આવી ન્હાસવાનો ચારો જોય છે! દારાબ ખોવાબથી બેદાર થઇ ધુજવા લાગ્યો. તેને ધુજતો જોઇ ચાનતુશી પુછવા લાગી કે "ખુવાબમાં તને કાંઇ ખરાબ નજર આવ્યું છે?" દારાબે તેને પોતાના ખવાબથી વાકેફ કરી કહ્યું કે "તમો સર્વે કીશ્તીમાં રહેવો, હું જઇ હોમાયની ખબર લાવું, પછી આપણે ઇરાન જઇ ઉતરશું." કીશ્તી કિનારે પોહોંચી ત્યારે દારાબ એકલો શેહેરમાં દાખલ થયો. ત્યાં જોય શું કે ભારી લશ્કરો આમન સામન છાવણી નાખી પડયાં છે. બીજું તે વખતે પવન તથા ભારે વરસાદ થતો હતો તેના સબબથી દારાબ એક દિવાલનો આશરો પકડી બેસી ગયો ત્યાં તેને ખવાબ આવી ગયો. ખોદાની બક્ષેશથી એક અવાજ ત્યાં એવો થયો કે "અય દિવાલ! તારા છાયાં તળે ઇરાનનો પાદશાહ દારાબ સુતો છે! વાસ્તે તું ઓસ્તવાર ખડી રહેજે! પડતી ના!" તે ગેબી અવાજ સર્વેએ સાંભળ્યો! રશનવાદ જે હોમાયનો ખાસ વજીર હતો તેનો તંબુ પણ ત્યાંજ હતો. તેણે તે અવાજ સાંભળ્યો કે પોતે તે દિવાલ તરફ જવા લાગ્યો એટલામાં બીજો અવાજ નિકળ્યો કે "પાદશાહ બમનનો બેટો અને અશફંદીઆરનો નબીરો તારી નીચે

---

* કેશર રૂમી યાને રૂમનો પાદશાહ. રૂમ યાને ગ્રીસ દેશ. રોમનોની શાહનશાહત વખતે ગ્રીસ દેશ તેઓની પુર્વે તરફની હદમાં હતો માટે એ દેશ 'રૂમી' તરીકે જણાયો છે. સીકંદરને પણ પેહલવી તેમજ ફારસી લખનારાઓએ "રૂમી" કહયો છે, તે કાંઇ રોમ દેશનો રહેવાશી નહી હતો, પણ સીકંદર પછી જ્યારે રોમનોની શાહનશાહત પુર્વે ગ્રીસ દેશથી આગળ વધી ત્યારે એને પણ એ રીતે ઓળખવામાં આવ્યો.

સુઇ ગયો છે તેથી તું ખુબ મજબુત થઇ ખડી રહેજે! ગમ તેવો વાયુ વાય અથવા વરસાદ પડે તો પણ તું હરગેજ પડતી ના!" રસનવાદે બીજો અવાજ પણ તેજ મીસાલનો ગેબી થયલો સાંભળ્યો ત્યારે પુરી ખાતરી થઇ કે એ પોકાર ગેબી ફરેસ્તાનો છે વાસ્તે હવે આપણો દહાડો રોશન થશે એવો અંદેશો કરી આગળ વધ્યો અને જોય શું કે એક દિવાલ ભાંગીને ચીરા પડી રહેલા છે અને તેની નીચે એક નવજવાન પેહેલવાન પાદશાહી તલુનો સુતો છે! રસનવાદે પોકાર કરી દારાબને ઉઠાડયો. દારાબ ઉઠી તેની પાસે ગયો કે તુરત પેલી દિવાલ એક બુલંદ અવાજ કરી ટુકડે ટુકડા થઇ જમીન ઉપર પડી!

રસનવાદે એવી કુદરત જોઇ તે સાથે દારાબને કવી બાજુ સાથનો પાદશાહી તાલેનો દીઠો ત્યારે અંદેશો કરી કહેવા લાગ્યો કે "પેલો દારાબ જે આપણી પાદશાહ હોમાય ઉપર જાન ફેશાંની કરી ચાહતો હતો તે એજ દેખું!" વળી વીચાર કીધો કે આ દિવાલ નીચે એનેજ ખવાબ કર્યો હતો ત્યારે સરોશ ઇઝદે દિવાલને પડવાની મના કરી કહ્યું કે "પાદશાહ બહમનનો બેટો દારાબ તારી નીચે સુતો છે વાસ્તે તું હરગેજ થઇ પડતી ના"

---

## ઓળખાયો દારાબ કયસર રૂમીનાં જંગમાં તથા રૂમી લશકરને શીકસ્ત આપી તેથી કયસર રૂમી બતંગ આવ્યો તે વગેરે બીજો હેવાલ.

---

"અફસોસ! અમોએ તો ઘણો જુલમ ગુજાર્યો છે" રસનવાદને એવો તરેહવાર અંદેશો કરતો જોઇ દારાબે તેને કહ્યું કે "તું શું કરવા અંદેશો કરે છે? એ રૂમી કુતરાઓની હું કાલ રોજે ગેરદ કહાડી નાખું છું." રસનવાદે દારાબને કહ્યું કે "તું કહે છે તે દરોસ્ત છે પણ હું તારાથી એક

ભેદ ચાહું છું વાસ્તે તું મારી ઉપર મેહેરબાન થઇ મને તારી બીનાથી વાકેફ કર કે તું કોણ નામદારની શાખ છે?" દારાબે તેને પોતાના ભેદથી વાકેફ કીધો, તેનો હેવાલ સાંભળી રસનવાદે હુકમ કીધો અને દારાબને ભારી સરોપાવ સાથે ઘોડો તથા હથ્યાર બક્ષ્યાં. પછી રસનવાદે દારાબને પોતાની પાસે બેસાડયો. ફરી હુકમ કરી દારાબની કીશ્તી ઉપરનો સામાન તથા તેનો ખતલો બોલાવીને એક સરાપરદામાં ઉતારો આપ્યો. ત્યારબાદ દારાબે રસનવાદને કહયું કે "મરવ શેહેરથી હોરમજદ ધોબી તથા તેની ઓરતને મારાં નામની વધાઇ દઇ બોલાવી મંગાવ! તેઓ મારી વાતથી જાણીતાં છે." રસનવાદે માણસો મોકલી તેઓને બોલાવી મંગાવ્યાં. તેઓએ આવી દારાબને પોતાની નજરે જોયો ત્યારે ખુશી થઇ વળગી પડયાં. દારાબે તેઓને સેજદો કરી કહયું કે "મારી કાંઇ નીશાંની તમો પાસે મોજુદ હોય તો મને દેખાડો." તેઓએ દારાબનું નામ સાંભળ્યું હતું તેથી સમજીને પોતા પાસે એક ગોહર બાકી રહેલું હતું તે સાથે લઇ આવ્યાં હતાં તે દારાબને કહાડી આપ્યું. તે ગોહર જોઇ રસનવાદ ખુશી થઇ દારાબની હકીકત તેઓથી પુછી વાકેફ થયો. તેઓ દારાબ પાસે હાથ કબજ કરી પોતાના આગળાં કામથી પનાહ માંગવા લાગ્યાં. દારાબે તેઓને આબરૂ આપી કહ્યું કે "તમોએ મારેથી હરગેજ ફિકર કરવી નહીં, મારા નવેસ્તામાં હતુ તે બન્યું." ત્યારબાદ લડાઇની સંફ સમારી લશ્કરની હરોલ આગળ દારાબે પોતાનો ઘોડો દપકાવ્યો અને પોકાર મારી રૂમીઓમાંથી હમનબરદ માંગ્યો. રૂમીઓએ તેનો પોકાર સીંહના જેવો સાંભળ્યો તેથી કોઇ પણ રૂમી સંફ ફોડી બહાર નીકળ્યો નહીં! ત્યારે દારાબ ગુસ્સામાં આવી તે સંફમાં એવો તો જઇ પડયો કે જાણે ભુખ્યો શેર ગોવાલાંમાં જઇ પડીને ગોસપંદોનો નાશ કરે તે મીસાલ ઘણાએક લશ્કરી પેહલવાનોને ખાક સાથે મેલવી મુકયા. તું કહે ગોયા તે જંગલમાં હર તરફ મુરદાંના ટેકડા થઇ રહ્યા હતા અને બીજા જખ્મી માણસો પાણી માટે પોકાર કરતા હતા. કહે છે કે તે જંગનું મેદાન ગોયા લોહીની રેલનો દરિયાવ બની રહયું. કયસર રૂમી જંગી દારાબના ગોરજનો જરબ જોઇ મોટા અંદેશામાં પડયો

કે આ જંગમાં કોઇબી રૂમી સીપાઇ સલામત રહેશે તે મોટો નસીબવાન ગણાશે. જ્યારે આફતાબ સર ઉપર આવ્યો યાને ખડી બપોરનો વખત થયો તે વખતે તે મેદાન રસ્તાખેજ મીસાલે દીસવા લાગ્યું. ઇરાની સીપાહી ને રૂમી જંગી દમબદમ જંગના મેદાનમાં દસ્ત બા દસ્ત પોતાના પેહેલવાની દાવપેચમાં મુરડાં થઇને પડવા લાગ્યા, મગર રૂમી લશ્કર ઉપર દારાબનો કહેર વરસ્યો. તે જંગી એક એક જરબે દસથી પંદર રૂમીઓના જાન તેઓના બદનથી જુદા કરી નાખવાનો છાપો મારતો હતો. તે જંગનું મેદાન નહીં હતું ગોયા રૂમી સીપાઇ બચ્ચાઓની અજલના હલકારાનું મેદાન હતું કે જે દરમ્યાન દર પલેપલ હજારો રૂમીઓ ઉમેદભર મોતને બીછાણે પડતા હતા. જ્યારે સાંજનો વખત થયો ત્યારે ઇરાની લશકર સાથ દારાબે રૂમી જંગીઓથી તે મેદાન ખાલી દીઠું અને જે રૂમીઓ હતા તેઓ દરીને લગામ ફેરવી નાહસવાની ટક જોતા હતા. રૂમના મોટા કયસરે જ્યારે આ આફતનાક હીંગામ ને અફસોસનો મારો જોયો ત્યારે તેણે તરત આશા-એશનું નગારૂં કરાવ્યું; કે રોઇનતન અશપંદીઆરનો જંગી નબીરો દારાબ પોતાના ઘોડાની લગામ ફેરવી પોતાની છાવણીમાં ચાલ્યો. તેનું તન તમામ લોહીમાં ગરક હતું અને તેની શમશેરમાંથી કાતલ વરસતું હતું. ઇરાનના મોટા વજીર રસનવાદ સાથ રાતના દારાબે એક મીજલસ સમારી શરાબ-બાજી કરી મગર તેનું તમામ મગજ મુદઇના ખ્યાલમાંજ તેથી તે મીજલસ દરમ્યાન ખાણાં ને શરાબ વગેરે બીજી મોજ જોકમાં બીલકુલ તે મન લગાડી શકયો નહીં.

---

## બીજીવાર લડાઇ કીધી જંગી દારાબે કયસર રૂમી ને તેનાં લશકર સાથ તે હેવાલ.

શીહા કાફ ફાટીને રોશન તુરજાદો જાહેર થઇ નખરાં ને નાઝથી પોતાની માશુક આ જેહાનને નવો જોશ ને જાન બખશી રહ્યો યાને શીહા રાત જઇ રોશન સુરજ તળુ થયો ત્યારે નામનો ઉઠાવનાર દારાબ શેતાબ પોતાના ન્યાગાનનું બખ્તર પેહેડીને હથિયાર લટકાવી બાહેર આવ્યો અને સર ઉઠાવી મેદાનમાં જોવા લાગ્યો તો કયસર રૂમી પોતાનાં બાકીનાં તાજાં લશ્કર સાથ ખુનખાર થઇને મેદાનમાં સંફ સમારી ઉભો છે. તેનો ઝુંદો આસમાન સાથ લાગી ઇરાની લશ્કરના જીગરમાં દર પેસાડે છે; તે જોતાંજ પોતાના પવનથી પણ તેજ અસ્પ ઉપર સ્વાર થતો કે દારાબે એક ખાનગી તીર તે મેદાનમાં છોડીને જંગની શરૂઆત કરી. તે ઘોડો ઝોકાવીને રૂમી લશ્કરને બાગેબુલંદ કહેવા લાગ્યો કે "આ જંગના શીકારો! આ જંગનો તમામ ગુનાહ કયસર રૂમીને સર છે અને ઇરાન આ જંગના બત્તાથી દુર છે. આ રવેશના જંગી સીપાઇઓના જાનની પાયમાલી કરનાર એકલો કયસર રૂમી પોતે છે, જે આજ તલગ જેહાંન આશકાર ઇરાનની મોટી શાહાનશાહતને સલામી આપતો આવ્યો છે તે હાલમાં ઇરાનનાં તખ્ત ઉપર નામદાર શેહનશાહ બાનુ હોમાયને જોઇ સર ફેરવે છે કે ઓરત જાતથી ક્યાં ફત્તેહમંદ પાદશાહી ચાલી છે? મગર આ ખ્યાલ આ જંગથી પાયદાર રહયો નથી. કયસર રૂમીના ખોટા ખ્યાલે તેનું બેહદ લશ્કર તેમ ઇરાનનું પણ લશ્કર આ જંગમાં નાહક બેજાન થાય છે. તેનો સઘળો ગુનાહ એ કાચ્ચી અકલના કયસર રૂમીને સર છે. જ્યાં ઇનસાફ છે ત્યાં ફત્તેહ ને આખર શોખરૂઇ છે. એ નામદાર લશ્કર! ઇરાનની શાહાનશાત ને શમશેર ચલાવવામાં પોતાનો કદીમ હક જાળવવો છે પણ રૂમની શાહાનશાહતને ખુનખાર જંગ નિભાવવામાં પોતાનો લોભ ને નાહકની શેખી છે. હજી

પણ કયસર રૂમી પોતાના મગજમાં અકલ ધરાવતો હોય તો શીતાબ ઇરાનની ચોઠાઇ મોકલી તથા પોતાની નબળાઇ કબુલ કરી આ કદમ અજમાવ્યાનો પસ્તાવો કરે અને માંફ માગે તો હું તેની અરજ મંજુર રખાવા તથા નાહકના સીપાહી લોકના જાન જતાં બચાવવા મારી નામદાર શાહાનશાહ હોમાયને મીન્નતગુજારી કરવાનું માથે લઉં છું. અગર આ મારા સુખનો કયસર રૂમીને પસંદ નહીં હોય તો શીતાબ મારો હમનબર્દ મોકલી આપે કે આખર બખ્ત કોણને યારી આપે છે?"

કયસર રૂમી પાહાડ સરીખા દેખાવના જોરેમંદ દારાબના સુખનથી મોટી ફીકરમાં પડયો મગર તેના મનમાં શીતાબ ઇરાનને શરણ જવાને મોટી શરમ પોહોંચી તેથી એક રૂમી પેહેલવાનને દારાબના મેદાનમાં મોકલ્યો. કયસરે તે પેહેલવાનને હીંમત આપી કે "ઓ નામદાર! અગર આ જંગના મેદાનમાં પેલા પેહેલવાન મરદને તું તારાં જોર ને હથિયારે બંધવો યા બેજાન કરે તો મારી પાદશાહતનો અરધો તાલુકો તને પોહોંચશે." તે સાંભળી પેલો રૂમી પેહેલવાન મોટી ઉલટ ભેર દારાબની સામે લડવા ચાલ્યો મગર અજલનો છાપો લાવનાર એક તીર દારાબની કમાનથી છુટો તે તીરે પેહેલવાનને રાહમાંજ વીંધી બેજાન કરી નાખ્યો. પછી સુલતાની લડાઇ જારી થઇ. રૂમી ને ઇરાની લશ્કર એક બીજામાં ભેલાઇ ગયાં પણ રૂમી લશ્કરની ગણતરીમાં ઇરાની લશ્કર ઘણુંજ કમ હતું. અગર જંગી દારાબ તેઓ દરમ્યાન હતે નહીં તો રૂમી લશ્કર એક લહેજામાં ઇરાની લશ્કર ઉપર ફાવતે, બલકે ઇરાન ઉપર મોટી દેહસ્ત ઉપજાવતે, કે આ જંગમાં દારાબે કયસર રૂમી ને તેના લશ્કર સાથ ત્રણ દીવસ રસ્તાખેજ મીસાલની લડાઇ કીધી, અને રૂમી લશ્કરની બીલકુલ ગીરદ કહાડી નાખી. જ્યારે રૂમી લશ્કરનો એક પણ સ્વાર રહ્યો નહીં અને કયસર રૂમી અને તેના ખાસ દરબારીઓ વગેરે કોઇ પણ શમશેર પકડનારો મેદાનમાં દીસ્યો નહીં ત્યારે જંગી દારાબે કયસર રૂમીની શીકસત જાહેર કરી અને શેતાબ પોતાનાં ખાસ લશ્કર સાથ તેનો દેરો ઘેરી લીધો.

---

## ભારી શીકસ્ત ખાધી કયસર રૂમીએ જંગી દારાબથી અને શરણ થયો તે રૂમનો કયસર ઇરાનની શાહાનશાહતને તે વગેરે બીજો હેવાલ.

જ્યારે કયસર રૂમીએ પોતાના લશકરની તદન હાર ને પોતાને દારાબના ઘેરામાં જોયો ત્યારે તે શાહાનશાહે ઇરાનની મુરબીગીરી કબુલ રાખી અને ઇરાનના મોટા વજીર રસનવાદને શરણ થયાનું કહેણ મોકલાવ્યું તે સાથ ઇરાનની આજ લગીની ચઢેલી સલામી તથા ખેરાજ જે હોય તે આપવાને જણાવ્યું. વળી રૂમના કયસરે મોટા બુઝર્ગ રસનવાદને પેગામ કહેવાડયો કે "જેમ ઇરાનની શાહાનશાહ મારી સાથ બંદોબસ્ત કરે તેમ હું કરવાને રાજી છું. બેશક મેં ભુલ ખાધી કે હોમાય ઓરત છે વાસ્તે હું જંગમાં શીતાબ શીકસ્ત આપીશ યા મારી લઇશ. મગર મારી ખાત્રી થઇ છે અને મેં ઇરાની લશકર ને તેના સપેહસાલાર દારાબથી મોટી હાર ખાધી છે તથા તમામ રૂમી લશકર મરાવી નાખ્યું છે. ઐ નામદાર રસનવાદ તું તો આરામ ગાહમાંજ બેઠો રહ્યો! ફકત એક ઇરાની પેહેલવાનથીજ મારા જંગી રૂમી સેપેહસાલારો તથા લશ્કર તારાજ કરાવ્યું. હવે મારી શરમ જાળવ અને મારી શાહાનશાહતનો વધુ ખરાબો કરવાથી હાથ ઉઠાવી મારી અરજ આપણી મોટી શાહાનશાહ હોમાયને ગુજાર અને પેલા મોટા જંગી દારાબને કીનાથી પાછો ફેરવ કે તે મારી વધુ ખરાબી કરવાથી અટકે. તે નામદારે મને ઘેરયો છે તેથી મારી ખાસ દરબારના બુઝર્ગો અને હું નેતરના ઝાડ મીસાલે ધુજીયે છીયે. આ બારીક વખતમાં મારી ખતા મને બક્ષીને અસલ માફક મારી સરફરાજી જાળવવામાં ઇરાનની શાહાનશાહતે કરમ બક્ષેસ કરી તો તેનો ફેજ આયંદે મારેથી તે પામશે એ બેશક જાણજે." જ્યારે કયસર રૂમીનો પેગામ બુઝર્ગ રસનવાદને પોહોંચ્યો ત્યારે તે નામદારે રૂમના કયસરના મરતબા મુવાફેક સલાહ ને

પરવાનો તૈયાર કીધાં. પછી રસનવાદે દારાબ સાથ ખાનગી મસલહત કરીને કયસર રૂમી પાસ જંગનો મોટો કર તથા ચઢેલી સલામીનો એત્રડો ખજાનો મંગાવ્યો તથા આવતા વખતમાં તે કયસર ઇરાનની શાહાનશાહતના ફરમાનથી કોઇ વખત સર ફેરવે નહીં તેનો એક નવો ફરમાન ને કરારનામાથી બંદોબસ્ત કરી લીધો. એ મુજબ રૂમનો કયસર ઇરાન ફતેહ કરવાને બદલે શીકસ્ત હાલ થઇ તથા હાર ખાઇને મોટી નામોશી ને ખતા સાથ પોતાને મુલક પાછો ફરયો.

---

## પેગામ મોકલ્યો શાહાનશાહ હોમાય ઉપર રૂમના કયસર સાથ સલાહ થયાનો તથા દારાબ પરખાયો તે વગેરે બીજો હેવાલ.

શાયર લખે છે કે ઇરાનના બુઝર્ગ વજીર રસનવાદે એક નામું લખીને હોમાય ઉપર રવાના કરયું તેમાં અવ્વલ યજદાનનું મુબારક નામ લખ્યું કે જે કીડીથી તે કોહે કાફ જેવા નીરજીવ કે મહાનનો રખેવાલ છે. તેની કુદરતમાં એશઆરામ ને આફતમાં ચીકાર છે. તે બારેહકતાલાના શોકર ને સેપાસ હોજો કે ઇરાનની શાહાનશાહત કુલ ચોખંડ પૃથ્વી ઉપર પોતાનાં તેજ ને રોબમાં અવ્વલ દરજ્જે છે અને તમામ પાદશાહતો તેને સલામી ને ચોથાઇની ખેરાજ ભરે છે. જેના નામને રોશન થતો આફતાબ સેજદો કરે છે અને જમીન આસમાન જેની જાહોજલાલી પાસ ફકત મુઠી ભર બાલના ગુંઠાયલા ગલીચા જેવાં ઠડે છે. તે મોટી શાહાનશાહતની ચલાવનાર શાહાનશાહ હોમાય ઉપર જેહાન ફીદા હોજો કે તે કુલ ખલક, મલક ને ફલકને બરકરાર કરનાર ખોદાતાલાની અજીમ કુદરતની બક્ષેસથી રૂમ ઉપર ઇરાન ફાવ્યું છે અને કયસર આપણા લા જંગી દોરાબથી શીકસ્ત ખાઇ ખુવાર થયો છે. તે તારા તોખમનો

દીલાવર દારાબ મને આવી મળ્યો તોજ ઇરાનની જાહોજલાલી કાયમ રહી છે અને હાર ખાઇને રૂમનો કયસર શરણ આવ્યો છે! જંગની મોટી ગુનેહગારી આપીને તથા ચઢેલી ખેરાજ ભરીને મોટા પસ્તાવા ને નામોશી સાથ તે પોતાના મુલક તરફ ચાલ્યો છે. આ જંગમાં જંગી દારાબે ઇરાનનું સર આસમાન સાથ લગાડયું છે. તેણે એકકે એક રૂમી સીપાઇ ચીપી ચીપી કતલ કરયો! દારાબ બાબે એક અજાયબ આગાહી થઇ કે જ્યારે તે કીલ્લાની દીવાલ નીચે સુઇ ગયો હતો ત્યારે તે દીવાલને પડતી અટકાવવાને શ રોસ યઝદે ગેબી અવાજ કરયો હતો "કે ઓ દીવાલ! ઇરાનનો શાહાનશાહ દારાબ તારા છાયામાં સુતો છે વાસ્તે તું પડતી ના!" તેમ ત્રણ વખત ગેબી બસારત થઇ હતી. વળી બીજી પણ સાબેતી મળી છે કે પેલો હોરમજ ધોબી ને તેની ઓરત બંને જણે આવીને તે બાબે ગવાહી પુરી છે અને દારાબ સાથ મળેલું એક પાદશાહી ગોહર આપ્યું છે. તે ગોહર આ નામા સાથ બીડયું છે. એ રીતનો મામલો થયો છે. આગલથી આ પેગામ રવાના કરયો છે મગર હું નામદાર દારાબને સાથે લઇ શીતાબ જનાબમાં આવી લાગું છું."

---

## દારાબને ઇરાનના તખ્ત ઉપર બેસાડયો શાહાનશાહબાનુ હોમાયે તે વગેરે બીજો હેવાલ.

—∞—

જ્યારે તે ખુશ ખબર પોહોંચાડનારો પેગામ શાહાનશાહ હોમાયે જાણ્યો ત્યારે તે બહારની મોસમ મીસાલે ખીલી. અવ્વલમાં સારાં શેહેરમાં પોતાની ખલકતને ખુદાની બંદગી કરવાને ઢંઢેરો પીટાવ્યો કે "રૂમનો કયસર હાર ખાઇને તથા ઇરાનની મુરંબીગીરી કબુલ કરી ચહડેલી સલામી તથા જંગની ગુનેહગારી આપી પશેમાન થયો છે માટે આ મોટી ફીરોજગરીની બંદગી તે ખાલેકની જનાબ ગુજારવી!" તેથી શેહેરમાં રામશની મચી રહી.

તેહેવાર મીસાલે જાબજા રંગ રાગ ને મીજલસ ને જશનમાં તે મુબારક દીન ગુજરયો. હોમાય પણ પાદશાહી એબાદતખાનામાં બંદગી કરવા લાગી અને પોતાના મનની મુરાદ બર આવી તથા તેનો નામદાર બેટો દારાબ તેને આવી મળે છે તથા તેનીજ મદદથી ઇરાનની શાહાનશાહતનો ટેક જળવાઇ રહયો તે માટે યજદાતાલાનું મોટું હેશાન માનવા લાગી તથા બેહદ મીન્નતગુજારી કરવા લાગી.

શાહાનશાહબાનુ હોમાય સાથ ઇરાની દરબારના તમામ અમીરો ઉમરાવો, પેહેલવાનો, સીપેહસાલારો, નજુમીઓ, મુનશીઓ, ઓલમાઓ, સીપાહો ને ખુબસુરત શાહજાદાઓ એબાદતખાનામાં અશો સપેનતમાન જરથોસ્તના પાક ઝંદ કલામો પહડીને આ મોટા અવસરનો હીંગામ માહ પાકીજગીથી ગુજારવા મંડાણ રચતા હતા તેવામાં મોટા વજીર રસનવાદને શાહનશાહ-જાદા દારાબ સાથ ફતેહમંદ ઇરાની લશકર લઇને બલખબામીમાં દાખલ થવાની ખબર પડી. તે ખુશ ખબરે શેહેરમાં ઓર જ્યાદા રામશની ને શાદી ને નગારાં ને વાજીંત્રોના સરોદો ને નાચ ને રંગથી તે ફતેહબાજોને દાખલ કરવાને મોટો આવકાર દીધો. રાજધાણી તમામ ખલકથી ચીકાર થઇ અને તે લાયક ને જંગી દારાબનો ચેહેરો જોઇ જાન ફીદા કરવા લાગી. ખલકે પોતાના નવા શાહાનશાહના દીદારમાં પોતાની શાહાનશાહતનો દબદબો ઓર જોયો. તે નામદાર દારાબનો ઝલકાટ તેના ન્યાગાન શાહનશાહ ગુસતાસ્પની મીસાલે તલુ થયો હતો. ઇરાની રૈયતે ફકત તેના ચેહરાના ઝલકાટમાંજ ઇરાનની શાહાનશાહતને પોહોંચતો હક વાંચ્યો અને તે નામદારને ઇરાનના મોટા તખ્ત ઉપર બેસવા માટે આગળથીજ મુબારકબાદી આપી.

શાહાનશાહબાનુ હોમાયે પોતાના ઇરાની અમીર ઉમરાવો સાથ પોતાના પાદશાહી મેહેલમાં પોતાના બેટા જંગી દારાબને ગોહરો ને મોતીથી વધાવી લીધો અને તેનો દસ્ત પકડી તેના ન્યાગાનોની કદીમ શાહાનશાહતના તખ્ત ઉપર બેસાડી નેક દુવા ને મુબારકબાદી ચાહી. પછી સઘળી દરબાર સાથ પાદશાહી આતશબેહરામમાં શાહાનશાહ દારાબને લઇ જઇ તેને તખ્ત

ઉપર બેસાડવાની ક્રીયા કીધી. શાહાનશાહતનો વડો દસ્તુર મોટા દબદબાથી દારાબનો દસ્ત પકડીને પવિત્ર આતશ પાસ લઇ ગયો અને સુખડ અગર ને ખુશબોનો નેશાર કરીને આદર અમસાસપંદનાં જીગરને રાજી કીધાં. ઇરાની આલમે આ વખતે મોટો પોકાર કરીને "શાહાનશાહ દારાબ લાંબી ઉમર તલગ શાહાનશાહત ચલાવો" થી જેહાંન શોહોર ભરેલી કરી મુબારકબાદી દીધી. પછી નામદાર હોમાયે પોતાના હાથે કદીમ જમશેદ શાહનું તાજ પોતાના બેટાનાં સર ઉપર મેલીને માતાની મોહબતથી ગોદમાં પકડયો અને તેના કપાલ ઉપર બોસો દઇ ખરાં જીગરથી દુવા ને આફ્રીન ને તનદરોસ્તી ચાહી કે વડા દસ્તુરે પોતાની અથોરનાન અનજુમન સાથે તે શાહાનશાહને તખ્ત આપ્યાની તનદરોસ્તી પઢી. પછી તે પાદશાહી સ્વારી ત્યાંથી પાદશાહી મેહેલમાં આવી. ત્યાં રાબેતા પ્રમાણે તમામ તાબેદાર રાજના એલચીઓ ને ખાસ આવેલા પેગામ ને નજરાના લાવનારાઓએ શાહાનશાહ દારાબને ઇરાનના તખ્ત ઉપર આવ્યાની મુબારકબાદી ચાહી પોતાના રાજની સોગાદો નજર ધરી. તું કહે ગોયા તે દારાબ નહીં હતો કોઇ આસમાની ફીરેશ્તો આદમની જેહાનમાં મોટી ઇજત ને આબરૂમાં ચીકાર થઇ અજાયબીમાં ખપતો હતો.

---

## એકાંતવાસ થઇ શાહાનશાહબાનુ હોમાય અને આતશ-ગાહમાં બંદગી દરમ્યાન મશગુલ થઇ તે દાસ્તાન.

ઇરાનનું તખ્ત સોંપ્યા પછી એક મુબારક દીન જોઇને શાહાનશાહ બાનુ હોમાયે પોતાના બેટા શાહાનશાહ દારાબને પોતાની ગોદમાં ડાબી તેના ચેહરા ઉપર બોસા દઇ કહેવા લાગી કે "ઓ માદરના જાન! તું મારી ઉપર ગુસ્સો લાવતો ના. કોઇ વખતે પણ ગઇ ગુજરીનો હીંગામ યાદ કરીને તારાં દીલમાં દીલગીર થતો ના! ખુદાતાલાએ આપણાં યકબાલમાં જે લખ્યું હતું તે નીપજ્યું છે. તેના મારેલા આંકથી કોઇ ફરી શકયું નથી. મારાં

જીવ કરતાં વ્હાલા ફરઝંદ! તારી ઉપર મારી મોહબતનો ઉછાળો વખતે વખતે કેટલો થયો છે તેની વાત થઇ શકતી નથી. હવે હું શાહનશાહત ને તખ્ત ને તાજ ને ઇરાનની તમામ ખલક તું નેકનામ બેટાને હવાલે કરીને એકાંતવાસ પકડું છું અને મારી બાકીની ઉમર આતશગાહમાં બંદગી ગુજારવામાં મશગુલ થાઉં છું, માટે મારા જાન કરતાં વ્હાલા બેટા! તું મોટી ઉમરતલગ ભારી જાહોજલાલી ને પુર ઝલકાટ સાથ આ તારા ન્યાગાનોના તખ્તને શોભા આપજે ને ખલકની દાદને પોહોંચજે!" પછી તે નામદાર બાનુએ તમામ ઇરાની દરબાર બોલાવીને તેઓને મોહબતના સખુનો કહીને શાહાનશાહત ને શાહાનશાહ તરફ વફાદાર રહેવાને તાકીદ કીધી. પછી તેણે તમામ મળેલી ઇરાની અનજુમનને પોતાનો ઇરાદો જાહેર કરયો અને દારાબને ઘણાક પ્યારથી પોતાના જીગર સાથ ફરી ડાબ્યો તેથી તે નામદાર બાનુના પેસતાનમાંથી દુધ જારી થયું તે સબબથી તે શાહાનશાહબાનુ હોમાયનો પોશાગ તર થઇ ગયો. આ બનાવ તમામ ઇરાની દરબાર ને અનજુમને તેમ દારાએ પોતે પણ જોયો! પછી ખુદાની યાદ દીલમાં લાવી સર્વે બંદગી ગુજાર થયાં, સબબ શાહાનશાહ દારાબ મરહુમ શાહાનશાહ બમનનો બેટો સાબેત થયો હતો. તેજ વખતે શાહાનશાહ દારાબના જનમની સાબેતી સાથે ઢંઢેરો પીટાવ્યો અને એક ગમથી આલમ નવા શાહાનશાહથી ખુશ તેમ જુની શાહાનશાહ હોમાયના બંદગીમાં મશગુલ થવાનો ઇરાદો જાણ્યાથી દીલગીર થઇ. પછી ઇરાની લશકર ને ખલક ને અમીર ને ઉમરાવો સાથ શાહાનશાહ દારાએ જઇને પોતાની નેકનામ માદર શાહાનશાહ હોમાયને આતશગાહમાં એક પાક જગ્યાએ બંદગીમાં મેલી. તે વખતે છેલ્લી પાદશાહી મોહોર તે નેકબખ્ત બાનુએ પોતાના બેટાને સ્વાધીન કરી દીધી. તે નામદાર બાનુ બોલી કે "એ માદરના જીવ! જે વખતે તું નામદારને ખજાના ને બીજી જરૂરની ચીજની તંગી પડે તે વખતે આ મોહોર સાથની કીલીદનો ઉપયોગ કરજે. એ પાદશાહના મોટા ભંડારોની કુંચી છે." એ રીતે હોમાયની શાહાનશાહત ખતમ થઇ ને દારાબની શાહાનશાહત શરૂ થઇ.

# શાહાનશાહ દારાબની પાદશાહતનો અમલ—અરબો ને રૂમીઓ સાથ જંગ ને સીકંદરના જનમ વગેરેનો હેવાલ.



શાયર કહે છે કે નામદાર શાહાનશાહ દારાબે પોતાની પાદશાહાત શરૂ કરતાંજ અવ્વલમાં હોરમજ ધોબી અને તેની ઓરતને એક ન્હાનું ગામ તથા ખજાનો બક્ષીને તેઓને બાકીની ઉમ્મર ખુદાની યાદ અને આશાયશમાં કહાડવા, અને ઇરાની અમીર ઉમરાવો જેઓ બુઝર્ગ અને પીર થયા હતા તેઓની જીંદગી આશાયશમાં ગુજરે એવો બંદોબસ્ત કરી તેઓની જગ્યાએ તેઓનાંજ ફરઝંદોને નેમી પાદશાહાતનો બંદોબસ્ત નવેસરથી કર્યો. લશ્કરના નાતવાંન અને પીર સીપાઇઓને વતન મોકલી તેઓના ગુજારાનના પરવાના લખી આપી નવી રવેશનું લશ્કર અને પેહેલવાનની તાલીમખાનાઓ રચ્યાં. પોતાની સાસુ અનતુસી તથા પોતાની મોહરદાર મેનતુસી તથા પોતાના બેટા દારાંને પોતાની માદરના અખત્યારમાં પાદશાહી એબાદતખાનામાં સોપ્યાં. દારાંની તાલીમ માટે મોટા આલમાઓ અને પીરાનપીર ઉસ્તાદો નેમીને તેઓથી તે મોકળો થયો. પોતાની તમામ જાતની રૈયત અને સરખા ઇનસાફથી પાળવા અને જાળવવાની તાકીદ કરીને દસ્તુરો અને દાવરોને તલ બરાબર કશાંમાં ખાયફી કરવાની તકસીર માટે મોટી સજા ઠેરવી. દરરોજ પોતાની દરબાર ભરવામાં તે સદા ચોકસ હતો. ઇનસાફનાં કામમાં તેની નેધાહ ઘણીજ મજબુત રહેતી હતી. તેથી તેનાં રાજ્યમાં જુલમગાર અને ગરીબ ગુરબાં એક સરખી પનાહમાં પળાતાં હતા. તેની પાદશાહાત એવી તો અદલ અને મેહેર ભરેલી ચાલતી હતી કે શું તવંગર કે ભીખારી સઘળાની ચાહી હાજત બર આવતી હતી.

પાદશાહી ઉપર આવ્યા પછી નામદાર શાહાનશાહ દારાબને એ વખત

મોટી આફતના જંગમાં ઉતરવું પડયું હતું. અરબસ્તાનના મોટા પાદશાહે[1] એક વખત એક અજીમ લશ્કર ઇરાન ફત્તેહ કરવાને મોકલ્યું હતું. આ લશ્કર સાથ શાહાનશાહ દારાબે પોતાનું ઇરાની લશ્કર લઇને ત્રણ દીવસ અને રાત જંગ મચાવી. બન્ને તરફ લશ્કરની મોટી હાણી થઇ મગર ફતેહ તો ઇરાની શાહાનશાહનીજ થઇ અને મુદઇ મોટી સરગરદાની અને હાર પામીને નાઠો. બીજી જંગ રૂમના નવા કયસર ફીલકુસ સાથ થઇ; તેમાં કયસર રૂમીએ લડાઇ આગળ ચલાવવાની બંધ કરી ઇરાની શાહાનશાહ ઉપર પેગામ મોકલ્યો કે "મને જંગ કરવાની ખાયશ નથી. જોઇયે તે ગંજ ખજાનો મંગાવી લે. બીજું મારી એક બેટી મારાં મેહેલમાં પરદેનશીન રાખું છું જે ચેહેરામાં ચંદ્રમા જેવી અને અદા અદબમાં ગંભીરાઇ જેવી છે તે સાથ નામદાર શાહાનશાહના નેકા કરી આપું." આ પેગામ સાંભળીને શાહાનશાહ દારાબે એક પીર ઇરાની કાસદને કયસર રૂમી ઉપર મોકલ્યો કે "તે ચંદ્રમાને સ્વરૂપની શાહજાદીને શાદીના તમામ હદીઆ સાથ મારી ઉપર રવાના કર, અને હમેશના રાબેતા માફક મારી સલામી ભર્યો જા." રૂમના શાહાનશાહ ફીલકુસે શાહાનશાહ દારાબનો સખુન કબુલ રાખ્યો અને પાદશાહી તોફા હડિયા સાથ પોતાની બેટી નાહીદને મોટા દબદબા સાથ તેના તરફ રવાના કરી. દારાબે તે શાહજાદી સાથ શાદી કરી. પછી તે શાહજાદીને પોતાની સાથ પોતાની રાજધાણીમાં લાવ્યો.

શાહજાદી નાહીદ તે બેશક તેના નામને છાજતી શુક્ર શેતારેનાજ ઝલકાત અને શાનીની સુંદર હતી મગર તેને શાદી કરવા પછી મોહડે આગરૂં થયું તેની બદબોથી શાહાનશાહ દારાબનું દીલ તે રાણી ઉપર બેજાર રહેવા લાગ્યું. ઘણાએ હકીમોને બોલાવીને તેની દવા કરી મગર તે રોગ ઓર દનબદન જયાદા અને જયાદા બદબો ભર્યો વધીને તે શાહાનશાહનું દીલ તે રાણી ઉપરથી તદન ઉતરી ગયું. છેલ્લે કોઇ કાબેલ હકીમે લસણની[2] કળી

૧ ફીરદોસી મુજબ સઇબ નામનો આરબ રાજા ચઢાઇ લાવ્યો હતો.

૨ લશનનું યુનાની નામ 'ઇસ્કંદુસ' છે તે ઉપરથી કેટલાકો કહે છે કે આ બેટાનું નામ સીકંદર રાખ્યું.

રખાવી તે રોગ કંઇક નાબુદ કર્યો મગર એક વખત દીલ ઉઠે છે તે ફરી અસલ માફક બેસ્તું નથી તેથી નાહીદે પોતાનાં માબાપને જોવા જવાની ખાયશ કરયાથી શાહાનશાહ દારાબે શિતાબ લાયક હડિયા સાથ તે રાણીને તેને વતન રવાના કરી દીધી. આ વખત તે રાણી હમેલદાર હતી, મગર કોઇને તે ખબર હતી નહીં; તેથી જ્યારે નવ માસ પુરા થયા ત્યારે તેણે એક પીલતન બેટાનો જનમ આપ્યો. ફીલકુસને બેટો હતો નહીં તેથી તેણે તે ઉપરથી ખબર ફેલાવી કે તેની પોતાની રાણીને બેટો જનમ્યો છે તેથી રૂમમાં મોટી રામશની મીજલસો અને ખુશાલી થઇ રહી. પછી કયસરે મોટી મેજબાની આપીને તે શાહજાદાનું નામ પેલાં લશણના નામ ઉપરથી શીકંદર રાખ્યું. એ મીશાલે જેહાન જીરજબર કરનાર રોશન બખ્ત શીકંદર બીન દારાબ[1] તે દારાં બીન દારાબનો ભાઇ રૂમની શાહાનશાહાતનો વારસ ઠેરવાયો. શાહાનશાહ દારાબે ઇરાની શાહાનશાહાત કેવી જાહોજલાલીથી ચલાવી તથા બીજી પાદશાહાતોને કેવી રીતે જેર કરીને સલામી તથા ખંડણી લીધી હતી, તેણે નવા નવા પાદશાહો ઉપર ચઢાઇ કરીને કેવી કેવી ફતેહ મેળવી હતી તે તવારીખના સફાઓમાં જોવાનું સોંપીને શાયર કહે છે કે આ નામદાર ઇરાની પાદશાહે તેના પોતાના જમાનામાં તમામ બીજી શાહાનશાહતો અને પાદશાહાતોમાં પોતાનો રોબ અને ત્રાસ બેસાડયો હતો અને સઘળા પાદશાહોને પોતાના ખંડણીઆ અને સલામી ભરનારા કરી દીધા હતા. તેના અદલ ઇનસાફની જાબજા તારીફ અને હોકારો થઇ રહયો હતો. એ શાહાનશાહે તે વખતની કુળ જાણીતી જેહાન ઉપર લગભગ પંદર વરસ[2] પાદશાહાત ચલાવી હતી અને પોતાનો દમ બંધ થતી વખતે તે નામદાર શાહાનશાહે ઇરાનના મોટા તખ્ત ઉપર પોતાના બેટા નવજવાન દારાંને બેસાડયો હતો.

---

૧ સીકંદર બીન દારાબ (જુઓ દીબાચો.) ૨ બુનદેહેશ અને ફીરદોસી મુજબ દારાબે ૧૨) વરશ રાજ્ય કીધું.

તમામ થયું દારાબ નામું.

# ફરામરજ નામૂં.

## દફતર પહેલું તથા બીજું એકજ વાલમમાં.

**આ નામું અસલ બે દફતરોમાં છપાયું હતું તે બંને દફતરો સાથે કરી એક મોટું પુસ્તક ચાલુ વખતની અસલી લંબાણ સહરાગાત સાથે સફાઇદાર આકારમાં અને સબળ પકતી ઢપમાં ત્રીજીવાર છાપ્યું છે.**

આપણા કયાની પેહેલવાન નામદાર ફરામરજનું નામું જે એ ફત્તેહમંદ જાબુલી પેહેલવાને શ્રી હીંદુસ્તાન તથા તે જમાનાની તમામ જેહાન જીતી લઇ પોતાને તાબે કીધી હતી તે જંગ અને ફત્તેહના હેવાલની કેતાબ છે. પારસી ટોળાને મગરૂરી અને મોહોબતથી વાંચવા લાયક છે. એ કેતાબમાં અસલી વખતના જોર અને હીંમત, મુસાફરી અને સફરની બેહદ સીફત આપી છે. પાદશાહો કેવી રીતે પોતાના મુલકો મરતાં તલગ આપઅખત્યાર રાખવાની મોતેબર ઉલટ ધરાવતા હતા તેમજ મરતાં તલગ પોતાના હક અને રાજથી રેસ પણ ઓછા હકદાર થતા હતા નહીં, તે હેવાલો પણ અચ્છી તરબીયતથી બ્યાન થયલા દીસે છે. પરીઓના પાદશાહ, અને પરીજાદો અને હફતેખાનો જેને આગલા જમાનાના ઉગમણના શાયરો જાબજા પોતાની બૈતો અને લખાણમાં હસ્તી આપી ગયા છે તેના પણ આજના જમાનાના આદમીઓને હેરત કરે એવી રીતે હેવાલો આપ્યા છે. જીહાંગાર અજદાહના જંગ અને જબરી બળાઓ પણ એ નામામાં અકકલને તાજુબ કરે એ રીતે બ્યાન થઇ પેહેલવાન ફરામરજની મરદાનગી અને બહાદુરીની બેશુમાર વખાણ કરાવે છે. સીહાદેવ–તે નામીચા શાહનામાના અથંગ જબરા સફેદ દેવના બેટા–ની જંગ અને ગરદનફરાજ ફરામરજે તે જબરા દેવને કેમ જેર કીધો તથા જુલમગાર જોહાકનો ખજાનો હાથ કીધો એ વાંચતાં કયાની લોહી જુદોજ દબદબો પકડે એવો જોશ પેદા થાય છે. જાબજા દેવો અને પરીઓ અને નવી તરેહની કહાણીઓમાં જણાયલા આદમીઓના ટોળાના મુલકો અને ખાસ્યતોથી આ કેતાબ પારસી ફીરકામાં જળવાઇ માન પામવા લાયક થઇ પડી છે, તે દરેક પારસી સાહેબોએ જીગરના શોખથી ખરીદ કરી પોતાનું કેતાબખાનું ભાગ્યશાળી કરવા લાયક છે. આ નામું અમોએ આગળ છપાયલા ઉપરથી બેસુમાર ફેરફાર અને સુધારા તથા ઘણીક નવી બીનાઓ સાથે પ્રસિદ્ધ કીધું છે.

જેહાંગીર કરાણીવાળી

# નવી અરેબ્યન નાઇટ્સ.



## પુસ્તક ૧ લું અને ૨ જું.



જેમાં **૧૫૫** ચિત્રો સાથે **૫૮** વાર્તાઓ આપી છે, દુનિયાની અનેક ભાષાઓમાં તરજુમો થયલી આ કેતાબ સર્વે ઠેકાણે ઘણીજ માનીતી થઇ પડી છે. એમાં વાર્તાઓનો ભંડાર ભરેલો છે, અને તે અતિશય રસીલી અને વાંચવાજોગ છે એ એટલી તો જાણીતી બીના છે કે તે માટે વધુ ભલામણની જરૂર રહેતી નથી. ગુજરાતી ભાષામાં એની અનેક આવૃતિઓ નિકળી છે, જેમાં સરળ અને રસીલી ભાષામાં **જેહાંગીર કરાણીવાળી અરેબ્યન નાઇટસ** ઘણી વખણાઇ હતી અને તેની છેલ્લી આવૃતિ ખપી જવા પછી તેની માંગણી ચાલુ રહેવાથી મોટા ખરચે ચિત્રો સાથની આ **ચોઠી આવૃતિ** બાહેર પાડી છે.

**રૉયલ ઑકટેવો,** આ ચોપાનિયાંના કદનાં લગભગ ૯૦૦ પાણાનાં

**૧૫૫** ચિત્રો સાથનાં ફુલ કલૉથ બન્ને વાલ્યુમોની કીંમત

ખાસો અમને સવળ પડે કરી

**બન્ને વાલમના રૂ. ૬॥**

રાખી છે, તેથી સાહિત્યના શોખીન સજ્જનોને આ સાહસને

દરેક ઉત્તેજન્ન આપવાની ખાસ અરજ છે.

# ગોહરે જામાસપિ

અથવા

## જામાસ્પિપમાંથી ચુંટી કાઢેલાં રત્નો.



બનાવનાર—રતનજી ફરાંમજી શેઠના.

જેમાં શાહ ગુસ્તાસ્પના વખતમાં થઇ ગયલા જેહાંન આશકારા જામાસ્પ વજીરે જે અદભુત આગાહીઓ કીધી હતી તેનું ઘણું જાણવાજોગ વર્ણન આપ્યું છે. તે ઉપરાંત ફાલનામુ તે જોવાનાં ફાલચક્ર સહિત આપ્યું છે. તેમજ ઇરાનવેજનો પ્રાચીન તેમજ અર્વાચીન ઇતિહાસ આપ્યો છે અને તે સાથે ઇરાનના શાહોની આંઠ તસ્વીર આપી છે. આગળા જમાનામાં તાવીજો ઉપર યકીન હતું તેનો ખ્યાલ આપવા તરેહવાર આકૃતો તેમજ દુ:ખ દરદોના બચાવ માટે એજમતી બાવીસ તાવીજો તેની દરેક વિગતો સાથે આપ્યાં છે.

ઘટાડેલી કીંમત રૂ. ૧॥.

# પારસી વિષયો.

લખનાર—સો. મ. દેસાઇ.

આ અગત્યનાં પુસ્તકમાં પાંચ વિષયો આપ્યા છે.

**૧. પારસી નામો**—અસલ ઇરાની નામો કેવાં હતાં, કેવાં છે, અને એ નામો કેમ પડયાં, તે તેમજ પુરૂષો અને સ્ત્રીઓનાં નામોનો સંપુર્ણ કોષ આપેલો છે, જેથી નવાં જન્મનારાં પારસી બાળકોના, કાનને સુંદર લાગે એવાં નવાં નામ પાડવાનું પારસી ઘરોમાં સગવડભર્યું થઇ પડશે.

**૨. પારસી અટકો**—હાલની અટકોની ઉત્પતિ શા ઉપરથી થઇ છે, અને પારસી કુટુંબની તવારીખ અટકો ઉપરથી કેમ સમજી શકાય તેનું બ્યાન. વળી એક ઉપયોગી અટક-કોષ.

**૩. પારસી લગ્ન**—લગ્નની હાલની ક્રિયા થાય છે તેનો ભેદ તથા લગ્નની મોતેબરી કેટલી છે, અને લગ્ન સંબંધી જુના અને હાલના રીવાજો કેવા છે, તેનો જુનો ઇતિહાસ દાખલા દલીલથી આપેલો છે.

**૪. પારસી પાલક**—પારસીઓમાં પાલક કરવાનો રીવાજ છે તેની ખુબી તથા ઉત્પતિ, અને હેતુની જુની હકીકતો વિષે રમુજી બ્યાન.

**૫. પારસી લેખો**—પારસીઓએ જ્યારે ગુજરાતીને પોતાની ભાષા કરી છે, તેથી ભાષાનો સામાન્ય રસ તથા ભાષાની તરેહવાર ફાશીનો અને ઝમક, રસીલી હકીકતો સાથે સમજાવી છે.

આ ઉપયોગી પુસ્તક વાંચવાથી ગમત સાથે જ્ઞાન મળ્યા વિના રહેશે નહીં.

**કીંમત રૂ. દોહોડ.**



**જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,**

**પુસ્તક વેચનાર તથા પ્રગટ કરનાર,**

પારસી બજાર, કોટ, મુંબઇ.

TELEGRAPHIC ADDRESS:—

**"Jebekarani" Bombay.**